# ન પસંદ ગરબાવળી

બનાવનાર

યારામ તથા પ્રભાશંકર શામળજી

સિધકાર “ગુજરાત યુનિપપ્રેસ” ના માલેક

## વાડીલાલ દલીચંદ

આવૃતી પેહેલી.



**अमदावाद**

છાપવાનું વા પ્રસિદ્ધ કરવાનું ઠેઠ માણેકચોક
માશુજ કાગદીઓળમા મોતી દલીચંદનું મકાન.

સંવત ૧૯૨૯.——સને ૧૮૭૩

કીંમત રૂ૦-૪-૦

તાળા દેતા ક. ઝાંઝર જુ

સંગમાં સાહેલી બીજી છે ઘણાર ,,

કાંઈક કહુ તેનાં નામ વરજ વાસણ્યારે લોલ.

તાળી દેતાં વાગે ઝાંઝર જુમખાંરે લોલ;

ગિડગિડ તામ છુમ છુમ છુમ છુમ કે બાજે ઘુઘરારે લોલ

ચંદ્રભાગા ચંદ્રાવળીરે લોલ,

ચંપકલતા ચારૂં રૂપ બી૦ તાળી૦ ગિ'ગિડ૦

લલિતા વિશાખા વરણમંગળારે લોલ;

માધવીને માલતી અનુપ વ૦ તાળી૦ ગિડગિડ૦

મન્મથમુદ્દાને મન આતુ લોલ;

હંસા હરસાને હીરા · તાળી૦ ગિડગિડ

કેતકી પ્રગલ્ભા પ્રેમં

એલ મરચો તે વૃંદાવનમાંરે લોલ.
બંશીબટ એક રસ રૂપ વરજ૦ તાળી૦ ગડિગડિ૦
ગરબા જોવાને ગિરધર આવિયારે લોલ
ઓશ્ચા નીરખ્યો શામનું સ્વરૂપ વરજ૦ તાળી૦ ગિડગિડ૦
શ્યામ મોહ્યા તેગ શામનીરે લોલ;
વાપ્યો બહુ અંગમાં અનંગ વરજ૦ તાળી૦ ગિડગિડ૦
લલિતા લઈ મેળીગાની કુંજમાંરે લોલ;
રસભર્યાં રમાડ્યાં રતિરંગ વરજ૦ તાળી ગિડગિડ૦
આનંદસાગર તહાં ઉછળ્યોરે લોલ
મગન થયા લાડલીને લાલ વરજ૦ તાળી૦ ગિડગિડ૦
પરમ પવિત્ર એ ચરિત્રનેરે લોલ;
દાસ દયો ગાઇ થયો નિહાલ૦ વરજ૦ તાળી૦ ગિડગિડ૦

---

## ગરબી

માનીતી તું છે મોહનતણી હો વાંસલડી રે,
તુને વાહાલમ કરેછે ઘણું વાહાલ રે, હો વાંસડી,
મીઠા આવડા શા શોર મોહ્યો નંદ નો કીશોર,
તારૂં આવડું શું જોર, ભુંડી કાળજડું મા કોર રે. હો વાં૦
પીએ અધરા મૃત પિયુંતણું તું વાંસલડીરે,
હમારે સોકય સરીખું તું સાલરે હો વાંસલડી મીઠા૦ ૧
વાજી વાજી ને વીહવળ કર્યા હો વાંસલડી,
તું તો પીડે હમારા પ્રાણ રે હો વાંસલડા;

સુણતાં પડેછે ફેદ સાંસરાં હો વાંસલડી,
તારા ટઉકારાથી ઓહખાણ રે હો વાંશલડી. મોહો૦ ૨
ઝેર ઘણું છે તારી ઝપટમાં હો વાંસલડી,
ભલાં તુંથી ભલા તરવાર રે હો વાંશલડી;
એકી વારે તું હણી નાંખની હો વાંસલડી,
આ ભુંડી થોડે થોડે માં મારરે હો વાં૦ ગો૦ ૩
પતિ વરતાનાં પણ મુકાવીયાં હો વાંસલડી,
તેં તો છોડાવીયાં સતીઓનાં શત્ય હો વાં૦
વન વન કુંજ કુંજ ફેરવ્યાં તેં વાંસલડી,
તેં તો સઉની કરી છે એવી ગત્ય રે હો વાં૦ મો૦ ૪
ગરજે ગુમાન ભરી આવડી હો વાંસલડી,
તુ તો જોની વીચારી તાહારી જાત રે હો વાં૦
જોતાં તું કાષ્ટકેરા કકડો હો વાંસલડી;
તુને આજ મળીછે ઠકરાતરેહો વાંસલડી. મો૦ ૫
ગતવીહીણા તેં ઘેહેલાં કરયાં હો વાસલડી
તેં તો લગાડ્યું લાલશું લગનરે હો વાંસલડી;
ચોરની સંગે શીખી ચોરવા હો વાંસલડી,
વાહાલે માંખણ ચોર્યું ને તેં મનરે હો વાં૦ મો૦ ૬
માન ન રાખ્યું માનની તણું હો વાંસલડી,
તેં તો સઉને કરયાં પાએનામ રે હો વાંસલડી;
દયાના પ્રીતમની દાશી તુ ખરી હો વાંસલડી,
તેડે સહુને બેઠી તુ તો ઠામ રે હો વાંસલડી મો૦ ૭

## ગરબી

મારા પાતલીઆ પ્રીત કરી તરછોડો છો શા માટે;
મુને ગમતા નથી, નિત્ય જળ ભરવા જાઉં છું જમુના ઘાટે
મારી માને ઘેર તમ સારૂં, ફેરા ફેરા ખાઈને મન મારૂં;
નિત્ય દોવા પાછળ અંધારૂં, મારા પાતળીઆ૦ ૧
મારી સૈયર મુને ખાવકી કેહેછે,સાસુ નણંદી તો મેણાં દેછે
પરણ્યો પીઉડો મારા પ્રાણ લે છે મારા પાતળીયા૦ ૨
વ્હાલા સ્નેહ તણું દુખ વાધ્યું બહુ મારી અંતર આગ જે
કોને કહુ. હું મુગાની પેઠે સમજી રહુ મારા પાતળીયા૦ ૩
અમે આવડા ઢોંગ નોતા જાણ્યા, તારાં મીઠડાં વચન મન
થી માણ્યા; હવે સારી પેઠે નટવર ગાણ્યા મારા પાતળીઆ.
દુનિયા પુઠળ સઉ વાત કરે, મારૂં મન તમ વીના નવ ઠરે;
જખ મારે છે લોકો શું કરે, મારા પાતળીઆ૦ ૫
મારા જીવતો તમ પુઠળ ભમે, મુને ઘરનો ધંધો નવ ગમે
એતો કુબજા સાથે રંગે રમે, મારા પાતળીઆ૦ ૬
અમો અબળા તણું હરી શુંરે ગજુ, હવે મળશો નહીતો
પ્રાણ તજુ, દેવકીના જાયા થાવ સમજુ. મારા પાતળીઆ૦
દયારામના પ્રીતમ છો વ્હાલા, તુને ગોપીઓ કરે કાલાવાલા
ઘેર આવોને મોરલીવાળા. મારા પાતળીઆ૦ ૮

---

કાલજ કોર્યું તે કોને કહિયેરે,ઓધવ છેલ છબી
વરી હોય તે વધતાં રે ફાવિયે,

પણ પ્રાણથી પ્યારો એને લહિયેરે. ઓધવ.
ધીક્રીયે ઢાંક્યાં તે કહે નવ શોભિયે,
ડાહ્યાં શું વાહ્યાં નાના છઈએરે ઓધવ. ૨
સોડનો ઘાવ માર્યો સ્નેહી શામળીએ,
કિયા રાજાના રાવે જઈયેરે, ઓધવ.
કળ ન પડે કાઈ પેર ન સુજે,
રાત દીવશ ઘેલાં રહિયેરે, ઓધવજી. ૪
કાંઈ વસ્તુમાં ક્ષણ ચિત ન ચોહોટે;
અલબેલા આવે બેઠા હઈએરે. ઓધવ૦
દયાના પ્રીતમજીનેરે એટલું જઈ કેહેજો;
કયાં સુધી આવા દુખ સહિયેરે. ઓધવ. ૬

---

## ગરબી

ઉભા રોહો તો કહુ વાતડી બિહારીલાલ.
તમ માટે ગાળી છે મેં જાતડી બિહારીલાલ.
જે દહાડે મળ્યાતા વૃંદરાવનમાં બિ૦
તે દાહાડાની તાલાવેલી તનમાં બિ૦
વેદના વિરહની તે કયાં ભાખીયે બિ૦
ભિતરનો ભડકો કયાં દાખિયે બિ૦
ફટકાચી સરખી ફરે વનમાં, બિ૦
કળ ના પડે પળ રજની દીનમાં. બિ૦
મેંહેલી ઠરીધું સઉ ગામમાં બિ૦

ચિત ચોહોટતું નથી ઘર કામમાં ખિ૦
કેમ કેહેવાય જેવું દુખ તનમાં, ખિ૦
તાલાવેલી લાગી મારા મનમાં ખિ૦
ક્ષણિક્ષણે ભણકારા પડે કાનમાં ખિ૦
પ્રાણ પ્રોવાયો તમો તાનમાં ખિ૦
વિકળતાની વાત કેહે ના બને ખિ૦
ઘરમાં જાને જોઉ આંગણે ખિ૦
આતુરતા એહેવી કહાં લગી સાહુ ખિ૦
છો ચતુરશીરોમણી તાંહાં શું કહું, ખિ૦
પ્રીતડી કીધી તો હવે પાળીએ ખિ૦
આતુર શરણે આવ્યાંનું ન ટાળીએ ખિ૦
તમારે હું સરખી હજારો હશે ખિ૦
માહારા તો પ્રાણ તમ વીના જશે ખિ૦
ખાવ્યું પણ ખાવાનું ગમે નહીં ખિ૦
લાલચ લાગ્યા નયણાં તો જઈએ કહી ખિ૦
નખશીખ લગી છો સ્વરૂપ ગુણ ભર્યા, ખિ૦
આવડા રૂપાળા તે કોણે કર્યા ખિ૦
હશો છો મધુર વાંકું જોઈને ખિ૦
કટાક્ષ કટાક્ષીએ નાંખ્યા પ્રોઈને ખિ૦
વાંસળી વજાડે તેહેમાં વરેહે ખિ૦
અબળાને જોતાં વિવેક કેમ રહે ખિ૦
દરદી હોય તે જાણે દરદમાં ખિ૦

અવર દુખ એહેની આગળ ગરદમા ખિ૦
કેહેનાર કેહશે પણ છો ધણી ખિ૦ દયાના પ્રીતમ હું દાસ
તગતણી ખિ૦

નંદલાલ સાથે લાગ્યું છે લગનજો, ઘેલી કીધી મને ગો
વાળિયેજો. ટેક. એની કટાક્ષે કોર્યું છે માહારૂં કાળજુંજો;
ઠાગાણગારા રસિક રતનમય લોચનજો ઘેલી૦ ૧
કોટી કંદ્રપ સરીખી છબી શોભતીજો;
કોટી હરે શશી તેજ વદનજો ઘેલી૦ ૨
હેનું સર્વ સારૂં લાગે શું વખાણિયેજો;
પુર્ણ પ્રેમરસમય એનું તનજો ઘેલી૦ ૩
વશીકરણ વિદ્યા ભરી એના વાંસળીજો;
ચોરે ચિત થાય વ્યાકુળ મુજ મનજો. ૪
મુને ગીરધારીવણ ગમતું નથીજો;
કોને દાખું અંતરની અગનજો. ઘેલી ૫
માહારી સૈયરો કહેતી તે હું નવ માનતીજો;
એતો મોહની સ્વરૂપ છે મોહન જો. ઘેલી ૬
હુંતો સાસરેથી પિયર ત્યાંથી સાસરે જો;
કાંઈ કળ ન પામે મોહન પાખે મનજો. ઘેલી ૭
લાગી તાલાવેલી ફટકાડી સરખી ફરૂંજો;
નાવે નિંદ્રા કાંઈ ભાવે ન ભોજનજો ઘેલી ૮
હુંતો પાયે લાગીને પાલવ પાથરૂંજો;
મેળવે દાસ દાસ દયાના સ્વામીન જો ઘેલી ૯

## ગરબી

માણીગર આવો માહરૂ મોહોલે, માણીગર આવો,
વ્હાલા શાને લોચન લલચાવો, મારૂ મોહોલે. ટેક.
ઘણા દિવસની ગવાઈછું જુઠી, તે આજ લઈયે લ્હાવો. મા૦
ના નવ કેહેશો ક્યાં કોહો મળશે, ફરી અવસર આહાવો મા૦
મનમાની મોજો માનીશે, ફરી તો નહી ફાવો માહારૂ૦ ૩
જ્યારે ત્યારે પણ હુંછું તમારી, શીદને તરસાવો. માહારૂ૦
અધર સુધારસ સુખનો સાગર, આજ પીયોને પાવો માહા ૪
રસીક રાય છો દયાના પ્રીતમ, માટે માહારો દાવો માહા

---

## ગરબી

આવ્યા વ્હાલો ફુલી અલબેલી, વરેહ દુખ નાખ્યું છે રેલી
આવ્યા વાહાલો ફુલી અલબેલી, ટેક.
શ્યામ સુંદરવરનું મુખ નીરખીને, ગોપીકા થઇ ઘેલી. આવ્યા૦
અંતર અગની હોલાવ્યો વીરેહ, થઇ આનંદની હેલી. આવ્યા વાહા. ૨
ત્યમ ફુલી જ્યમ પામે રંક, માહારત્નામણી થેલી, આવ્યા વા. ૩
માહાલક્ષ્મીજીને દુર્લભ વસ્તુ, તે પ્રેમે થઇ સેહેલી, આવ્યા વા ૩
દયાના પ્રીતમજીની સંગે રમતા, વાધી વ્હાલતણી વેલી, આવ્યા
વ્હાલા. ૫

---

## ગરબી

આંખ ભરી મા અલબેલડારે; લાડલો લાવું,

એક મહુરત મ્હેલી માહારાજ, શીદ સંતાપ કરોછો. લાડલી. ટેક
વાંક તમારો કદી હોય તોયે, લાડલી,
નહિતો નામ ઘરૂ ન લલીતાય, શીદ સંતાપ કરોછો. લાડલી. ૧
લાલ લોચન શીદ કરો છો, લાડલી,
ઊંડા નીસાસા મુકશો મા નાથ, શીદ૦ લાડલી. ૨
એક વાતડીમાં વિહ્વલ કરીને. લાડલી,
સોપું હાથ તમારો હુને હાથ, શીદ૦ લાડલી. ૩
લટુ કરી લગાડું લત લાલજીરે, લાડલી,
એક બુદ્ધિ સુંધારૂં બુધ્ધિ રૂપ, શીદ૦ લાડલી. ૪
સઘળો કાજળ કાહાડી કાળજ તણોરે, લાડલી,
એવું કારજ કરૂંધું અનુપ, શીદ૦ લાડલી. ૫
મર્મ માલમ છે મુને માનનોરે, લાડલી,
વીના કહે સરણ વૃજરાય, શીદ૦ લાડલી. ૬
એમ કહીને સખી સંચરીરે, લાડલી,
લાગી દયાપ્રીતમજીને પાય શીદ૦ લાડલી.

---

## ગરબી

લલિતાજી આવ્યા પ્રેરચા લાલનારે, માનુની મનાવ્યાં,
આવી પાગ કરચોછે પ્રણામ; વીનય વીવેકશુંરે, માનુની. ટેક
કોણ જાણે શું કહ્યું કાનમાંરે, માનુની,
જેથી રાસનું રહ્યું નહી નામ; વીનય૦ માનુની. ૧
અમ પડ્યાં નહી રૂસણામાંરે, માનુની,

ક્ષણમાં ક્ષીણ કરચું છે ગુરૂમાન; વીનપ૦ માનુની· ૨
જાગી આતુરતા ઉલટીરે માનુની,
લાગી લાલલક્ષ ટળ્યું મોઝું ભાન; વીનપ૦ માનુની. ૩
પધરાવી લાવ્યા પ્રેમે કરીરે, માનુની,
પ્રીયા બેસાડ્યા પ્રીતમજી પાસ; વીનપ માનુની, ૪
આનંદસાગર ઉછળ્યોરે; માનુની,
વાધ્યું સુખ પયું દુખ નાશ; વીનપ માનુની. ૫
હળ્યાં મળ્યાં હરખ્યાં ઘણું રે, માનુની,
જેમ રિદ્ધ પામે માહા રંક, વીનપ માનુની. ૨
દાસ દયાનો પ્રીતમ પ્રસન થયોરે; માનુની,
પછે રતીરસ પોઢ્યાં પરીયંક; વીનપ૦ માનુની.

---

## ગરબી

વળતાં વ્હાલમાંરે; નચાવ્યાં લલચાવ્યાં લોચન
પરબી આંખડીરે, હજુ હરી મળવાનુંછે મન. ૧
નપણ નોતરયાંરે, સાને સમજાવ્યા સઉ પેર;
રમીશું રાતડીરે, આવજો અલબેલાજી ઘેર. ૨
કેહેજો માતનેરે, ગાય એક ખોવાણીછે આજ,
જાઉછું શોધવારે, બાંધજો પાણી પેહેલી પાજ. ૩
સીંસરિયાં થકીરે, મારો અવાસછે એકાંત,
સંચરજો સુજાંરે, રખે કંઇ ભય ધરતા ભગવંત. ૪
વ્હેલા પધારજોરે, બેઠી જોશ તમારો પંથ,

રજે કાંઈ અટકતારે, માહારા કામણગારા કંથ. ૫
રાખીશ દીવડોરે, માણીશ મનમાની મોજ;
જાશે જીવડોરે, જીવણ જુઠા પડશો તોજ. ૬
સુખ તારે થશેરે, જારે ઉર લપટાવી લપટાઈશ;
જીવ્યું સફળ થશેરે, જારે હું અધરામૃત પી પાઈશ. ૭
એમ કહી કામનારે હરજે આવી પોતાને ધામ,
પ્રીતમ દયા તણારે, આજ મને મળીયા પુરણ કામ. ૮

---

## ગરબી

સુણ સાહેલડીરે, માહારે નંદકુંવરસુ નેહ;
આજ શું કહુંરે, માહારે પ્રાણજીવન ધન તેહ. ૧
હાર હૈયા તણારે, માહારાં કાળજડાંની કોર,
મસ્તકના મણીરે, માહારાં ચીતડાં કેરા ચોર. ૨
ઉર લપટાવીએરે, એપર આવે એવું વ્હાલ;
એપર શું કરૂંરે, મોટું સાસરીયાનું સાલ. ૩
આજ મુને એકલારે, મારગ જાતાં મળીઆ કાહાન;
મુખ બોલ્યો નહીરે, કીધી આંખલડીમાં સાન. ૪
હું સમજી ગઈરે, મુજને તેડે વૃંદાવંન,
કહે સખી કેમ કરૂંરે, તાળાવેલી લાગી તંન. ૫
શા મસે સંચરૂંરે, મુજને સુજે નહી કંઈ પેર;
જાઉં જો વણ કહેરે, આવી ઉત્તર દઉં સો ઘેર. ૬
એક ઉપાય છેરે, જો તું આવે મુજ સંગ;

જઇએ મહી વેચવારે, રમિયે રશીયાજીસું રંગ ૭
એક બે અન્યો મળીરે, ચાલ્યાં સહિયર કેરે સાથ;
હોંસ હઇયા તણીરે, પોંચી મળ્યા દયાના નાથ. ૮

ગરબી

હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું;
વારે વારે સામું ભાળે, મુખ લાગે મીઠું, હું શું જાણું
હું જાઊં જળ ભરવા ત્યાં પુઠે પુઠે આવે,
વગર બોલાવ્યો વ્હાલો બ્હેડલું ચડાવે, હું૦ ૧
વઢુંને તરછોડું તોયે રીસ ન લાવે,
કાંઇ કાંઇ મીસે માહારે ઘેર આવી બોલાવે, હું૦ ૨
દુર થકી દેખી વ્હાલો મુને દોડ્યો આવી દોટે.
પોતાની માળા કહાડી પેરાવે મ્હારી કોટે, હું૦ ૩
મુને એકલડી દેખી ત્યાં માહારે પાવલે લાગે,
રંક થકી કાંઇ કાંઇ મહારી પાસ માગે, હું૦ ૪
મુને જ્યાં જ્યાં જાતી જાણે ત્યાં એ આગે આવી ઢુકે,
બેહેની દયાનો પ્રીતમ મહારી કેડ નવ મૂકે. હું૦ ૫ ૫

ગરબી

રાધે તું પ્યારીને બીજું અવર ન કોઇ,
જેને જગત મોહ્યું તે તો તુને રહ્યો મોહી. રાધે તું ૧
ગોકુળની ગોપી સહુ એની પુઠે ભમેછે,

તેરે વ્હાલાને તહારી ગાળો ગમેછે. રાધે. ૨
વ્રજવામા સહુને એ નાક ઘસાવે,
તેરે વ્હાલો તારે ઘેર આણ તેડ્યો આવે. રાધે૦ ૩
હું પણ જાણું એહનું ગળવું કયાંથી,
ઘણું એક અળગો ન પાપ તાહારે ત્યાંથી. રાધે૦ ૪
તેં વશ કીધો રાધે દયાનો પ્રભુજી,
નવ જાણું તેં તે કઇ ગોર પુજી રાધે૦ ૫

---

ગરબી

શીખ સાસુજી દેછેરે વહુજી રહો ઢંગે;
આવડો શો આસંગોરે શામળીયા સંગે. ૧
વાટને ઘાટરે વળગો છો વાતે;
કહ્યું કોઇનું ન માન્યુંરે દીઠું મારી જાતે. ૨
વહુવારૂ માણસરે ડાહ્યાં બહુ થાશો મા;
જળ ભરવા એકલડાંરે આજ પછી જાશો મા. ૩
અળખેલો આ શેરીએરે આવે વહુ તમ માટે;
તમો તેને ઠાજેરે, જાવો જમુના ઘાટે. ૪
ચતુરાઇઓ તમારીરે સરવે હું જાણું;
કો દાહાડો નથી કેહેતીરે, આજ મુજે આણું. ૫
સાસરીયામાં રેહેવુંરે, ત્યારે એમ નવ કરીએ;
તમો તો થયાં નીરલજરે અમો લાજી મરીએ. ૬
હું તો મુજે મુજે કહુંછુંરે, લોક પુઠળ કેહેછે;

આડોશીને પાડોશીરે મસે મેહુણાં દે છે. ૭
વિવેક વાત કરતાંરે વહુજી દુખ નવ ધરશો;
દયાના પ્રભુ કેરીરે સંગત હવે નવ કરશો. ૮

---

ગરબી

એહેવાં વચન સુણીનેરે, વદ્યાં વળતાં વહુજી;
ગંગાજળ સરખાંરે, હો સાંભળો સાસુજી. ૧
જેના મનમાં જેવુંરે, તેવું તે તો દેખે;
સારાંને નરતાંરે, પોતા સરખાં પેખે. ૨
કોહોછો તેવાં હોસોરે, ત્યારે એમ સુજે છે,
હોય પ્રભુમાં શો દોઠારે, જેને જગ પુજે છે. ૩
હવે વાંક ન માહારોરે, કહુછું કહયા પુઠી;
એહેમાં કોઇ નથી સાચુરે, એ ગત સરવે જુઠી. ૪
જેમ પુદી પામુંછુંરે, નચાવી નાચુ છું;
તોએ પુઠ ના મુકુંરે, તારે જાણો સાચુછે. ૫
હવાં તો નાત જઇશુંરે, સામળીયાની સંગે;
વૃંદાવન ધાટેરે, સદા રમીસુ રંગે. ૬
મન ભાવે તો બોલજોરે, સેહેવાએ તો સેહેજો;
આલે તે કરજોરે, ગમે તેવું કેહેજો;
તમારા કહ્યા ઉપરરે, જાણો નીરચે કરવું,
દયાનો પ્રભુ ભજવોરે, કોઇથી નવ ડરવું.

---

## ગરબી

સામું જો નંદના છોગાળા, મારૂં ચીત ચોરણવાળા. ટેક

નંદછોગાળા કામણગાળા, મોહ્યું તે બાળા વરંદરે વાહાલમ.
તાહારી હસણીમંદના ફુંદમાં ઘેરી, મારચા નેણ તણા તે ભા
લારે વાલમ. સામું૦ ૧

દીનદયાળ પુરાણી પુકારે, બોલા પુરાણી ઠાલારે વાલમ
સામું૦ ૨

મુને ઘાએલ કરીને ગડબાતી મેલી, ન જાણ્યું જીવશે કપ
મરે વાલમ૦ સામું૦ ૩

મારી તો મુખ દેખાડતો જા, તુને મારા ગળાના સમરે;
વાલમ૦ ૩

મારો ચંદ્ર તે ચોથો જપતો છે નહી, વણ જોયે મુખ ચંદ
વાલમ૦ સામું૦ ૪

મારાં કાળજાનું દુખ કોય ન જાણે, જાણે જે વાતનું હોયરે
વાલમ સામું૦ ૫

જણવેથી જંજાળ વધે પત જાય, કો પીડ ન જાયેરે વા
લમ સામું૦ ૬

મારી આંખના ભાળ્યાના મનના માન્યા, મારા કાલજડાની
કોરરે વાલમ, સામુ

હું પ્રીડની મારી પોકારૂં દયાપ્રભુ, બીજુ શું મારૂં જોરરે.
વાલમ, સામું

---

## પંદર તિથિયો

"રઘુપતિરામ હૃદેમાં રહેજોરે"

એ રાગની છે.

સખી પડવે તે પંથ પધારયારે,
સઉ સાથમાં શોભે છે સારારે;
લેઈ આવ્યા વૃંદાવન ન્યારા,
પ્રભુ મારા પ્રાણથકી છો પ્યારા. ૧
સખી બીજે તે બાગ અથાગરે,
ગાન તાન કરે ઘણા રાગરે;
સુણી ડોલે મણિધર નાગ, પ્રભુ મારા० ૨
સખિ ત્રીજે ત્રિભોવન નાથરે,
ગોપીકાજીનો ઝાલ્યો હાથરે;
હારોહાર હરી થયા સાથ પ્રભુ મારા० ૩.
સખિ ચોથે ચતુરભુજ કાનરે,
ગોપી સાથે તે શ્રીભગવાનરે;
નૃત્ય ગીત કરે ઘણા સાન પ્રભુ મારા० ૪
સખિ પાંચમે પુરણ પ્રીતેરે,
મનસુખા કરયો છે ચિતેરે,
હરિ હીંડેછે રૂડી રીતે પ્રભુ મારા० ૫
સખિ છઠે તે લજ્યા લોપીરે,
એક કાનને એક છે ગોપીરે;

રાધા કૃષ્ણનિ મંડળિ ઓપી, પ્રભુ મારા ૬
સખિ સાતમે શોભા સારીરે,
અદભુત શોભે સઉ નારીરે;
અંગ રંગમાં રાધે છે પ્યારી, પ્રભુ મારા ૭
સખિ આઠમે અંતર જામીરે,
રંગ ખુબ બન્યો નહી ખામીરે;
પ્રેમે ગોપી પુરણપદ પામી પ્રભુ મારા૦ ૮
સખિ નોમે તે નિર્મળ મોતીરે,
રાધે રૂપિયા સાથે જોતીરે;
ગાથી જોડ નથી ઉદ્યોતી પ્રભુ મારા૦ ૯
સખિ દશમે દિનદયાળરે;
અંતરધ્યાન થયા ગોપાળરે,
રાધે જુવેછે આળપંપાળ. પ્રભુ મારા૦ ૧૦
સખિ એકાદશી અલબેલીરે,
રાધિકા થઇછે ઘેલીરે
મોહન ક્યાં ગયા મુજને મેલી પ્રભુ૦ ૧૧
સખિ બારશે બાગમા જઇનેરે;
કેતકીને પુછે ઉભી રહીનેરે,
તરૂ ચંપકને સમ દઇને. પ્રભુ મારા૦ ૧૨
સખિ તેરશે ત્રીકમ મળવારે
વૃક્ષ વેલ્ય કેળ જાય હળવારે;
પરૂશોતમ પ્રેમથી પળવા, પ્રભુ મારા૦ ૧૪

સખિ સોળશે ચતુરા એતીરે,
વેદ જેને કહે છે નેતીરે;
પુછે નામ હરિનું લેતી, પ્રભુ મારા૦ ૧૪
સખી પુનમે પુરાણ નામીરે,
ભાખ્યા પ્રભાશંકરના સ્વામીરે;
ઘણું રાધિકા આનંદ પામી. પ્રભુ મારા૦ ૧૫

---

ગરબી

" તમે મોરા આવોરે કહુ એક વાતલડી "
એ રાગની છે

આસોશુદ પુનમરે, શરદ સારી શોભે;
રમવાને આવોરે, લાલ કહે લોભે. ૧
બંસીબટ આગળરે ગોપિઓ સર્વ મળી;
અલબેલા ઉભારે, કોઇ નવ જાય કળી. ૨
વૃંદાવન દીશેરે, સરસ રચના સાજી;
મોહન મનરંજનરે, મુખ મોરલી ધારી. ૩
મોરલીને નાદેરે ચકિત થઇ સઉ નારી;
શ્રીજીવન ગાજેરે, કાંઇક કામણગારી. ૪
વન ઘનમાં વેગેરે, વાંસલડી વાગી;
થાવર જંગમનુંરે, ભાન ગયું ભાગી, ૫
તરૂ ચંપક ચંદનરે, કદમ કદળી સ્થંભે;
બદરીવન બીલીરે, ભમર ભુલે દંભે. ૬

કેસુને આંબુરે, લટકી લીંબડીઓ;
તજનાં તરૂ તીખાંરે, જુડ જુકી પડિયો. ૭
ભાન ગયાં ભુલીરે, ચિંતામણ ચિત કરચાં;
કહે પ્રભાશંકરરે, સરવનાં કામ સરચાં ૮

---

ગરબી

રંગીલો રસિયોરે, રંગ ઘણુ રાતો;
હરિ હિંડે ડોલેરે, મુખ મોરલી વાતો ૧
આ અદભુત શોભારે, શોભે સરશ ઘણી;
સ્વરગને મૃત્યુરે, મણીધર નાગ મણી. ૨
ડોલતો સરવેરે, મેરૂ સોનાનો;
ગિરિવર ગરગડીયારે, શબ્દ સુખ શાતાનો. ૩
ચંદરનુંરે મંડળરે, થંભ્યું થીર કરી;
વીરંચી શંભુરે, આવ્યા હેત ધરી, ૪
દેવને દેવીઓરે, સર્વે જોવાને;
ઈંદ્રાસન મુકીરે, ઈંદ્ર વધાવાને. ૫
ચંદનની વૃષ્ટીરે, કુમ કુમ કેશરની;
ફુલબાસ બરાસેરે, સુગંધી અતરની. ૬
જળ છળ ઝળ ઝળકેરે, ચુડી કંકણમાં
પ્રીત પુરણ લાગીરે, જેવી ટંકણમાં ૭
શશિ કરિયા ઠીકજરે, રજની રંગ ભરી;
કહે પ્રભા શંકરરે, પુરણ પ્રેમ ધરી. ૮

ગરબી ,

સોહાગી શોભારે, કેમ શકું કહીને;
નીગમ કહે નેતીરે, કોણ કળે લહીને. ૧
શારદની રજનીરે, આડો આંક વાળ્યો;
શામા સુખ પામીરે, ભવ ભવ દુખનો ટાળ્યો. ૨
આ અતિ રસ સારોરે, સજની સરવ કહે;
રજની રમતમાંરે, નહી કોઈ પાર લહે, ૩
રત્નાગર થંભ્યોરે, નદીઓ નેહ ભરી;
સરશીતળ શોભેરે, ચિત્રામણ ચિન્હ કરી. ૪
મોરલી ધુન વાગેરે, જાગે જોગવતી;
સમાધી મુકીરે, દોડે વેગ ગતી. ૫
મુનીજન મરમેરે, મુખથી ઓચરિયા
ધ્યાન તમારૂં ધરતારે, ત્યાંથી વિચરિયા. ૬
તમને મળવાને, જોગી જોગ ધરે;
અકળિત કળવાનેરે, ભોગી ભોગ હરે. ૭
દરશન છે દુર્લભરે, સુલભ સંતાને;
કહે પરભાશંકરરે, સઉ સુણજો કાને. ૮

---

ગરબી

કાને સુણતામાંરે, દર્શન દેખે છે,
પુરણ રસ પ્રીતેરે, પ્રભુને પેખે છે. ૧
દ્રષ્ટીએ જોતાંરે, જુગતી જોવાની;

સુણતાં સઉ જનનેરે, ભગતી મળવાની. ૨
અંતરમાં ઊંડારે, દ્રષ્ટીએ ઉતારી,
એક ચીત કરાવીરે, જોજો વીચારી. ૩
અંતરના જામીરે, અંતરમાં આવે;
એક તાને ધ્યાનેરે, દર્શન થાવે. ૪
એવા હરી ઉભારે, વરંદાવન વાસી;
નીર્ગુણ ગુણ નામીરે, અમળ છે અવિનાશી. ૫
ગોકુળજન ગાયોરે, વછ વૃંદાવનમાં;
નારદ મુની મનમાંરે, ઈંદ્ર જુએ ઘનમાં. ૬
ભુલ્યા ભુપ દરશનેરે, જોવન સોહાગી;
ખટમાસ થયાછેરે, વૃંદાવન જાગી. ૭
રમત કરી પુરીરે, રસ ઝાઝો પીધો;
કહે પ્રભાશંકરરેં, લાભ ઘણો લીધો. ૮

---

## ગરબી

સાહેલી શામળિયાને રોકો;
વદન એનું સારી પેઠ વીલોકો, સાહેલી૦
સખિરે જોને નાથ શોભે ઘનશામ,
મુખડું જોતાં કંદર્પ મૂકે માન;
બંધુ બળભદ્ર શોભે છે નામ, સાહેલી૦ ૧
સખિરે જોને અમૃત જેવી વાણી,
કરમાં ધ્વજા ચક્ર અંકુશ એંધાણી;

પ્રભુજીની પ્રીત મેં આજે જાણી, સાહેલી૦ ૩
સખીરે જોને નાકે મોતી લળકે,
મોહનજીને હાર અનુપમ ચળકે;
વદનપર કોટિ દિવાકર ઝળકે, સાહેલી૦ ૩
સખીરે જોને પદ્મ શોભે છે ચરણ,
કાજળનું અંજન કરે છે નયણ;
કૃષ્ણજીને કુંડળ દીસે છે શ્રવણ, સાહેલી૦ ૪
સખીરે જોને અદપકાવાળી આંખે,
મોહીને સહુ વ્રજનારી ઝીણું ઝાંખે;
માણીગરતો મધુર અક્ષર મુખ ભાખે, સાહેલી૦ ૫
સખીરે જને કીકી કામણગારી,
મારે તો લાગી શ્રીકૃષ્ણજીશું તાળી;
મુખપર મોરલી ધરી વનમાળી, સાહેલી ૬
સખીરે જોને નેપુર રૂમઝુમ વાજે,
મોરલીનો નાદ બ્રહ્માંડમાં ગાજે;
ગુણવંતાને શોભીતા શણગાર છાજે, સાહેલી૦ ૭
સખીરે મારા રૂદે કમળમાં વશીયા,
હવે હું તો જાવા નહી દેઉં રશિયા;
કહે પ્રભાશંકર સુંદર રશિયા; સાહેલી૦ ૮

## બીરહ બાર માસી

હમકુ છાંડ ચલે બન માધું, રાધા શોચ કરે બન માહુરે;
હમકુ છાંડ ચલે બન માધુ.

પદ ૧

લગત અષાડ ઉમંગ શગી આવે, બીજલી ચમકે ઘન બાદલમેરે
ચમક ચમક મારૂ દેઈ નીહારૂ, હજુએ ન આયે બીંદ્રાબનમેરે;
હમકુ છાંડ ચલે બન માધુ, રાધા શોચ કરે બન માહુરે;
હમકુ છાંડ ચલે બન માધુ.

પદ ૨

શાવન સ્વામી અતી છળકીનો પ્રીત કરી કુબજા સંગ જારે;
કુબજા શોત જનમકી પરન, હમસે પર લીપો છીનમેરે;
હમકુ છાંડ ચલે બન માધુ ૩

પદ ૩

ભાદર ભવન ફુલી સબ કલીયાં, નહી ફુલી દીનકી કલીયાંરે;
જીન કલીપનમે ભમર બસતહે, સો કલીયાં પીયાં માંહે બસીરે,
હમકુ છાંડ ચલે બન માધુ રાધા૦ હમકુ૦ ૪

પદ ૪

કુમાર કમળ નિર્મળ ભયે સદા, પીયા નહી આયે મોરે આંગનમેરે
દરસ દેખાવ પ્રભુ આયે બીલમ રહે, હમ કલપન છાંડી બનમેરે
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦ ૫

પદ ૫

કાતીક સોગ કરે સબ સખીયાં, ઓ રાધા સોગ કરે બનમે રે; ઉધવસ્વામી જાનમકે કપટી, કપટ રહ્યો ઉનકે મનમેરે, હમકુ૦

બેત ૬.

આગહન ગઇ બનાયો સખીયાં. જાય પાચો જુમના ત્રટસેં રે; ખેલત ગેંદ ગીરી જુમનામે, તબ કાળી નાથા છીનમેં

બેત ૭.

રે; હમકુ૦

પોષ માસ રૂતુ આલા પટતહે, સુધ હું ન લીની મન મોહનરે; જોગન હોકર બન બન ધુંડત, ધુંડત ફીરૂ બીંદ્રાબનમેરે. હમકુ૦

બેત ૮.

માઘ માસ જબ લાગો સખીયો, હોત બસંત કંથ ઘર નહી રે; હાથ સાગરની નીગલે મૃગછાલા, ઘરઘર આલખત જગાતી ફીરૂંરે. હમકુ૦

બેત ૯.

ફાગન ફાગ ખેલત અતીઆનરે, ઘરઘર ડફ બાજ રહ્યોરે; હમારો ફાગ હરી કુબજાને, કુબજા બસી ઉનકે મનમેરે; હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦

બેત ૧૦.

ચૈત્ર લતા ફુલી સબ બનમે, આવત સુગંધ સબ ફુલનમેરે; શીતલ મંદ સુગંદ સદા નીજ આવત હે શ્રી બીંદ્રાબનમેરે;

હમકુ છાંડ ચલે બન માધુ રાધા૦ હમકુ૦

બેત ૧૧.

લગન વૈશાખ એસ સબ કીનો, લહર ઉઠે તન જોબનમેરે;
મોર મુગટ મન મોહનકી છબી, બસ રહત હય નેનનમેરે
હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ૦

બેત ૧૨.

જેઠમાં જવાળા તપે સબ ધરતી, બીરહ અગન લગાતનમેરે
બીન ઘન શામ બુજત નહી અગનસેં, લાખ બુજાવત અસુવનસેં
રે હમકુ છાંડ ચલે બન માધુ. રાધા૦ હમકુ
પુરન માસ પ્રભુ ઘર આયે, આપ મીલે-હરી કુંજનમેરે;
સુર શામ મથુરાકે બાશી, પુરન કાજ હુએ મનકેરે.
હમકુ છાંડ ચલે બન માધુ રાધા૦ હમકુ૦

---

## નંદલાલના મહિના

આવોને નંદલાલ રમવા આવોના, નારજી પધારો નાથ.
રમવા—ટેક.

કારતગ તો કેમ કહાવ્યો, ભર દરીયાને કાજ—રમવાને ૧
માગસર મહીને મારગડે મેલી, હવે અમારૂં કોણછે બેલી;
ગીરધર વિના થઈ ઘેલી. રમવાને ૨
પોષ માસે જીવણ પ્રાણ તજુંછું; લોકડીયાની લાજ લોપુછું;
સંસાર તાજ કરૂં છું રમવાને ૩
માહા મહીને મંદીરીયાં સુનાં; હરીવીના આસનીયાં સુનાં

વાલા વિના જાયછે જોબનીયાં રમવાને ૪

ફાગણે ફગફગતી હોળી, અબીલ ગુલાબ ભરાવું ઝોળી;
વાલા વિના કોણ ખેલે હોળી. રમવાને ૫

ચઈતર મન અંતારે લાગી, સુતી સેજલડીમાં જબકીને
જાગી; વાલાની લેહે લાગી. રમવાને ૬

વઈસાખે વાવલીયારે વાયા; આંખ ઉઘાડી ઓપાશેર જોયા;
આંસુ પાડી પાલવડે લોયાં. રમવાને ૭

જેઠ માસે જગજીવન આવે; વૈશ્નવ સઉ વધામણી લાવે;
વાલો મારો કાંઈ નવ કાહાવે. રમવાને ૭

અશાડે હું અબળારે નારી, જોબનીયું મારૂ જાયછે ભારી,
પીયુંના વચનને વીસારી. રમવાને ૮

શ્રાવણનો સરવરીએ વરસે, નદીએ નીર ઘણેરા ઢળસે;
વાહાલો મારો કેમ ઉતરશે. રમવાને ૧૦

ભાદરવો ભરદરીએ ગાજે; નદીએ નીર ઘણેરાં વાજે,
વાહાલો મારો ન કંઈએ લાજે. રમવાને ૧૧

આસો માસે દસરા દીવાળી; લોક કરે સઉ શેવ સુઆળી;
વાહાલા વિના કોણ જમેવાળી. રમવાને ૧

---

## મહિના

કાને સખી કારતગ કેમ જાશે, કે વનમાં મોરલી કુણ વાસે;
કે મહીનો દાણી કુણ થાશે, કે જમનાં જાવાદો પાણી. ૧ટેક
કે માગસર મન મારૂ મળીયું, કે વાખીઆ ભાવ થકી ટળીયું;

કે જેમ લુંણ પાણીમાં ભળીયું, જુમના૦ ૨
કે પોશે સોસ પડ્યા અમને,વાલા મારા શું નમીએ તમને;
કે દલાસા દીધાછે અમને, કે જુમાના ૩
કે માહે મકર તણે માતે, કે ફુલડાં વેરંતી ખાંતે;
કે વાલાજી મારા મથુરાની વાટે, કેજુમના૦ ૪
કે ફાગણે ફેર ફરે હોળી, કે આછા અરાણાને ચોળી;
કે ચુંદડી મારી કેસરમાં રોળી, કે જુમના૦ ૫
કે ચઈતરે ચતુરા ચંત ધરતી, કેવાલાજીના ગુણ ગાતી ફરતી
કે તોચે મારૂ વાલે કીધી નરતી, કે જુમના૦ ૬
કે વેશાખે વાયા વાવલીયા, કે ઘેર પધારો નાવલીયા;
કે દુધડે ધોઊં તારા પાવલીયા કે જુમના૦ ૭
કે જેઠે જગજીવન આવ્યા, કે સઉ લોક વધામણી લાવ્યા;
કે વાલાજી મારા કશુએ નઆવ્યા, કે જુમના૦ ૮
અસાડે અબળા થઈ ઝાંખી, વાલે મારૂ ભરજોબન રાખી;
વીચારો હવે વાત થશે વાંકી, કે જુમના૦ ૯
શ્રાવણ સરવડીએ વરશે, કે નદીએ નીર ઘણાં તરશે;
કે કોયલડી ટઉકા કરશે, જુમના૦ ૧૦
ભાદરવો ભલી તરેહ ગાજે, સેયર ઘેર વલોણું વાગે;
તે તો મારા રૂદીઆમાં દાઝે, જુમના૦ ૧૧
આસોની રૂજની અજવાળી, કે સેવ વણુંકે સુંવાળી;
કે વાહાલા વિના આ શી દીવાળી, કે જુમના૦ ૧૨
કે રાધાને હાથ સોનાની ચુડી, કે રમતા દીસે છે રૂડી;

દુ:ખરે મરવે ગયાં જે મુકી, કે જુમના જાવા દો પાણી.

---

## હોરી

નણદી કેમ નાથ ન આવ્યા
જોને એણે પરદેશમાં જેને, જાથુ જમાવ જમાવ્યા;
જઈએ ફરી ઘર સામું ન જોયું,
કરોડ સંદેશા મેં કહાવ્યા, કાગળ એક લાખ લખાવ્યા;
નણદી૦ ૧
પરણીને તુરત જવા પરદેશે, શોધી સંઘાત શિધાવ્યા;
મારૂ કહ્યુ કશુએ નહી માન્યું,
કરોડ તરેહ અટકાવ્યા, રહ્યા નહી મારા રોકાવ્યા નણદી૦
નુર આપી નવા નાવમાં જ્યારે, નવ નવા ભાર ભરાવ્યા;
એવે સમે છાંટા આંસુના માંડી,
આંખેથી ખુબ ખરાવ્યા, અવધ ખટમાસ ઠરાવ્યા.
નણદી૦ ૩
ખરૂ ખરા સમ ખાઈ ખાત્રીત કરી, ઉર વિશવાશ આણાવ્યા
જર અરથે જળ પંથ જવાના,
અગણિત ગુણતો ગણાવ્યા, ભલા ભલા ભેદ ભણાવ્યા;
નણદી૦ ૪
બહુ બહુ અંદર અંદર જઈને, મુલથી માલ મંગાવ્યા;
લાભ મળે તેમ લોભીઆ થૈને,
લોભ અથોભ લગાવ્યા, લોભે સમ ભારે ભમાવ્યા

નણદી૦ ૫

વાટ જોતાં દશ વરશ વિત્યાં પણ, લાજે ન કોઇના લજાવ્યા
જોબન જોરતો જાય છે જલદી,
નહી શણગાર શજાવ્યા, ભલા નહી વેશ ભજાવ્યા;

નણદી૦ ૬

મુદત દીવાળીના દીવસની દીધી, વાયદા તેના વટાવ્યા;
ફરીને અવધ વળી ફાગણની લખી,
એ પણ દિવશતો આવ્યા, હરખ હૈયે નહી ઉપજાવ્યા;

નણદી૦ ૭

રંગ રમે હોરી મળીને રશીલી, કેશુડે રંગ રચાવ્યા;
પરણ્યોને પ્યારી પરસ્પર છાંટે,
મનહર ખેલ મચાવ્યા, બાળી ભડકા પ્રગટાવ્યા;

નણદી૦ ૮

તાલ મૃદંગવિણા ડફ વાજે, રાગ રસિક ગવરાવ્યા;
વિરહણીને તો વિશેષ વધે દુઃખ
વિષના રોપા વવરાવ્યા, આણા લોહના અવરાવ્યા

નણદી ૯

ચંપા ચંબેલી ગુલાબને ચોદશ, ફુલડે ફુલી ફુલાવ્યા;
ભાળવીને કોઇએ મુજ ભરથારને,
ભાન જરૂર ભુલાવ્યા, કાંતો રહેવા કબુલાવ્યા.

નણદી ૧૦

દહાડા વસંત રૂતુના જે દુર્લભ, ગાફલ થઇને ગમાવ્યા;

કાં તો કોઈએ મારા અવગુણ કહિ કહિ,
મુજ ભરથાર ભમાવ્યા, કોણે એવી અકલ કમાવ્યા
નાણદી૦ ૧૧
કર્મ કિયા ભાના નડીયા નણદી,ઉમરમાં અંગારા ધિકાવ્યા
દલપતરાગના દોને કહું છું,
પીયુથી વિજોગ રખાવ્યા, એવા કેમ લેખ લખાવ્યા.
નાણદી કેમ નાથ ન આવ્યા ૧૨

---

ગરબી ૧

મહિયારી ગળી આલી મહી વેચવા,
મશ શ્રી રાધા રૂપ તણો ભંડારજો;
ગોપીજન કોણ કોણ સંગે હતાં,
તે સરવેના નામ કહું ઉચ્ચારજો. મહી૦ ૧
લલિતાજી ચંદ્રભગા ચંદ્રાવળી,
ચંપકલતા વિસાખા વિરજા વૃંદાજો;
રતનપ્રભા વિમળા વૃજમંગળા,
નૃત્યકળા ને રતના નાગરી નંદાજો
રતીકળા રસિકા રસિયા નારજો, મહી૦
ભદ્રા શ્યામા કાવેરી ને હીરાજો;
છબીલાભામા કલહંસા મધુમાધવી,
માલતી મોહન કેતકી ને રતધારાજો, મહી૦ ૩
સુશીલતા કરન કમળા ભીસુરા,

ચિત્રાગણી વિકુંડલા સુંદરી રંગાજો;
કમોહની હંસાળીને મનોરમા,
મધુર ક્ષાણ ને વીણા પ્રેમદા ગંગાજો મહી૦ ૪
એ આદી સખી ચાલી સહુ સમજણી,
મનમાં મોહન મળ્યા તણો વીચારજો;
કોહો સજની કેમ કરવું કાંહાં ચાલવું,
કોહો આજ કાંહાં મળશે નંદકુમારજો. મહી૦ ૫
કોઇ કહે દાણચાઠીમાં દેખશું,
કોઇ કહે અમે કુંદમખડી ભેળાં થઇશુંજો;
કોઇ કહે શ્યામ ધાટ હશે શામળો,
કોઇ કહે આજ બંસી બટમાં જઇશુંજો. મહી૦ ૬
એવામાં શ્રીગોવરધનની ટળેઠીમાં,
અંતરજામીએ કીધો મોરલી નાદજો;
ગાય મિશે ગિરિ ચઢ્યા ગોપાળજી,
સમજણ પડવા લાંબો કીધો સાદજો. મહી૦ ૭
દુરથકી સુણી વાલમણી વાંસળી,
લાગી ટાલાવેલી ટળ્યું સરવનું ભાનજો;
સર્વ સખી તમારૂ ગોવરધન ગીરી ભણી,
મનમાં આતુરતા ને પ્રગટ્યું ગુમાનજો. મહી૦ ૮
આવી તાંહાં શાઉ જ્યાહાં અલબેલાજી હતા,
સામાંસામી મળ્યા તેહના નેણજો;
મદહશે મન મોહ્યું બનેતણું,

રસ વધવાને બોલ્યા વાંકા વેણજો. ગહી૦ ૯
પ્રભુ બોલ્યા સાંભળજો સહુ ગોપીકા,
સાંભળ શ્રીવૃષભાનસુતા અલબેલીજો;
રહે ઉભી દાણ લાગે અહીં દધીતણું,
જાય ધસી શું જોબન મદની છકેલીજો; ૧૦
એમ સુણી લડકે બોલ્યા લાડલી,
ગુમાને ગયા છેક છકયા શું બોલોજો;
વાત કરો આઘા રોહો અલબેલડા,
પાંસે આવી પાલવડો ના ઝાલો જો. ૧
કાહાન કહે તું સાહ મારો છેડલો,
હું મુકુ તોએ તું ના મુકેશજો;
હું અડકયો સાટે તું અડ મુજને,
હું હારયો રાધા તું જીતી ઠરેશજો. ગહી૦ ૧૨
મરગતણી વાણી સુણી શ્વામીના,
ભણી બતાવી હારજીતના વાનજો;
બહુ ભોળા થઈને નેને નચાવિયાં
અધર હસીને ચાંપી દીધી બાળજો. ગહી૦ ૧૩
એમ કરી છડા આડા કરી છનકે,
રસતો રોકી ઉભા નટવરલાલજો;
રાધાજી હાવાં ઉતર આપશે,
સુણશે પ્રીતમ દયારામનો શ્યામજો. ગહી૦ ૧૪

## ગરબી

મારગડો મેહુલોને મોહન લાલજી;
આઘા રહો અલબેલા ન કરો આળજો,
વારૂછું સકણા રહેજો શામળા;
નહિતર મારા મુખની આશા ગાળજો, મારગડો૦ ૧
હરી બોલ્યા અબળા થા મા આકળી;
આખંતામાં અગજી શું પાપ લાગજો,
બોલ ખરૂં ગોરસનું શું પાપછે;
મુલ આપીને લઇશું તારો માલજો,
છાણો રહો શાણપણું સમજુ સહુ,
કાળજડામાં કપટ વચન તો ટીકજો;
કાહો શાને મુખ લોહ્યું આ છેડલે,
જુઓ રંગ લાગ્યો તંબોળીની પીકજો. મારગડો૦ ૩
સુણ રૂપામા સેહેજ રંગ લાગ્યો હશે;
એમા ન સમજુ કપટ વચન કંઇ રહાડજો,
આ લે તુ ખા બીડી ખાશી પાનની,
શામા મારે મુખડે રંગ લગાડજો;
એમ સુણી લટકે બોલ્યા બાડલી,
અંગુઠીમાં રૂચિ હાસ્ય મધુરૂ ભાસેજો;
આઘા રહો અડસો મા ઉરમાળને
મુકો મટુકી મહી મારૂ ઢોળાસેજો. મારગડો૦ ૫
કાહાન કેહે દધી આપુ તે કેટલું;

મુખે માગીસ તેટલું આપીશ ધનજો;
કહે મુજને લે ખાંધો મહી મુલમાં,
પણ તુજ ગોરસપર લલચ્યું મારૂ મનજો. મારગરો૦ ૬
એમ સુણી રાધા બોલ્યાં રીજમાં;
વાલમજી વેચાવવું તો નથી શહેર જો,
મહી પીતાં મોહન થાશો માહરા;
કરિશ તમે તેમ રાખિશ માહારે મેહેલજો. મા૦ ૭
સમ સાચા ખાત સાક્ષી કોણ હશે,
કપટીનો તે શો હમને વિશ્વાસજો;
પ્રભુ બોલ્યા સાક્ષી વરજમંડળ સહુ,
ગોવરધનના સમ હું તારા દાસજો;
એમ સુણી રાધા બોલ્યાં બાલસુ,
વનમાં આવી રોકો તેતો ખોટુંજો;
થાઓ ડાહ્યા લાલ હવે મોટા થયા,
નથી બીતાં કપટે કંશનુ રાજજો. મા૦ ૮
કહાન કહે કંશનુ ઇહા શું ઉપજે;
વૃંદ્રાવનમાં રાજા નંદાનંદજો,
રહે ઉભી આણ તમોને તે તણી;
રીજવશો મુજને તો જાવા દેશજો; મા૦ ૧૦
મારમ તણી વાણીએ રીઝ્યાં રાધિકા,
મન ગમતુ ગોરસ ગોવિંદને પાયું જો
બલિહારી દયો એ જુગલ સ્વરૂપને,

પરમ પવિત્ર ચરિત્ર ગોવિંદનું ગાયુંજો. ગા૦ ૧૧

## ગરબી

ઓરા આવની સલુણા પ્રભુ શામળા જો;
શીખ્યો આવડી કહાં સ્નેહ શાસ્ત્રની કળા જો. ઓ૦ ૧
મંત્ર મોહની રાખી છે તાહરી વેણમાં જો;
વશી કરણ વીદ્યા વશી છે તારા નેણમાં જો ઓ૦ ૨
મંદ હસવું તારૂં કામણ ટુમણનું ભર્યું જો;
ચેટક વાળી ચાલ તણે મારૂં મન હર્યું જો. ઓ૦ ૩
ભુરકી નાંખવાની વીદ્યા ભ્રગુટીમાં ભરી જો;
તારી કટાક્ષ કટારી પડે સાંસરી જો. ઓ૦ ૪
જુલમી જાદુવાળુ રૂપ રશીક તાહરૂ જો,
જોતાં અંગ શીતળ થાયે માહરૂં જો ઓ૦ ૫
મારા પ્રાણ તુંમાં પ્રોવાયો નિશદીન રહે જો;
માહરા કાળજડાનું દરદ કાં તું નવ લહે જો. ઓ૦ ૬
માહરા શામ તુંને દેખુ તારે જીવતી જો;
તાહરા વીજોગનું ભાન મુને રહેતું નથી જો. ઓ૦ ૭
એથી અધિક તો તને હવે શું કહુંજો;
માહારૂં ચાલે તો મંદિરમાં રાખી રહુંજો. ઓ૦ ૮
અબળા આતુર બોલાવે દાડી તને જો;
ચતુર હોય તે તો પળમાં પરખે પ્રીતને જો. ઓ૦
તું થા માહારો પ્રીતમ હું થાઉ તાહરી જો;

વાહાલા વાત કરેતો એ બાહેરી જો. એ૦ ૧૦
આપણ સમાણાં માટે સંદેહ આવે કોઇને જો;
ચાલતાં લગી તો ડગલાં ભરીએ જોઇને જો. એ૦ ૧૧
અભીલાખ એવો ઉપજ્યોછે મુજને જો;
નવલ જોબન આ લે અરપ્યુ તુજને જો. એ૦ ૧૨
રસીક વચન સુણી પ્રેમ પ્રગટ્યો નાથને જો;
નેત્ર નચાવીને તાળી લીધી હાથમાં જો. એ૦ ૧૩
હું તું માટે તલપુ છું સદા સુંદરી જો;
તું તો પ્રાણપ્યારી ચંતા મારી તેં હરી જો એ૦ ૧૪
પરસ્પેર બંને આતુર હરખ્યાં ઘણાં જો;
જુગલ રૂપનાં લે દાસ દયો ભામણાં જો એ૦ ૧૫

---

ગરબી

સાચૂ માનની, રૂપાળી રાધિકાજો,
શકળ સદગુણનું ધાગ રહિત બાધિકાજો'. સાચુ ટેક
તારા કહ્યા પછી મનની કહુંછું વાતડીજો,
મારે ઠરવાનો એક ઠામ તારી જાતડીજો. સાચુ ૧
રાત દિવસ ધ્યાન તારૂ મારા મનમાંજો,
નિંદ્રા થાતા તને દેખુંછું સ્વપનામાંજો. સાચુ. ૨
મારી રસના રાધા રટણ મુકતી નથીજો,
તારે રૂપે મારૂ મનડું લીધુંછે મથી જો. સાચુ ૩
મદન મનોહર હું મુજ ચિત તું ચોરછેજો,

લોચન તારા વદન ચંદ્રના ચકોર છેજો સાચુ. ૪
તારૂં સર્વ મીઠું લાગે મુને માનનીજો,
હું જગજીવન મુજ જીવન સુતા વ્રખુભાનનીજો. સાચુ ૫
પીત વર્ણ તારા માટે પીતાંબર ધરૂંજો,
શામાં માટે તારાં અંજનનું ચિંતન કરૂંજો. સાચુ ૬
કમળ ધરૂં તારા મુખના થવા ધ્યાનનેજો,
રાખું વાંસળી કરવા તારા ગુણ ગાનને જો. સાચુ ૭
તારા નેત્રના મૃગ નિરખવાના સુખનેજો,
આતુર થયો ઘણું મોહ્યો તારા મુખનેજો. સાચુ. ૮
મકર કુંડળ ચપળ કાંઇક તારા નેત્રશાંજો,
શંખ ચક્ર ગદા કંઠ કંકણકર જમાજો. સાચુ. ૯
એવો દુર્લભ છું મળતો નથી કોઇનેજો,
તારે આધિન થયો જીવું મુખ જોઇનેજો. સાચુ. ૧૦
એવી વ્હાલી છો પણ કહેતાં આવડતું નથીજો;
વાણી કાળજડાની અંતે કહું છું કથીજો. સાચુ૦ ૧૧
મારો તારો મળી બેનો એક પ્રાણછેજો,
જુઠું કહેતો નથી વેદમાં પ્રમાણછેજો. સાચુ૦ ૧૨
ભુષણ જગતનું હું તું મારો સણગારછેજો,
આપણ બેનો દાસ દયાનો આધારછેજો. સાચુ૦ ૧

---

ગરબી.

સાંભળ વચન મહારૂં કૃષ્ણ કહે કામનીજો,

તે તો ગન મારૂ ભમાવ્યુંછે ભામનીજો સાંભળ. ટેક ૧
બધી વિશ્વને નચાવેછે તું માહરીજો,
ગને પીડે પ્રેમરૂપી માયાં તાહરીજો. સાંભળ.
શેષ શંકર સરવ માયામાં વસી રહ્યાજો,
તારા પ્રેમમાં વ્હાવાયો હુંતો સરવથાજો. સાંભળ. ૨
ત્હારા સ્નેહ આગળ તું મુજને દેખ નાહીજો,
જેમ શુર સામો શુર ન દેખે સહીજો. સાંભળ. ૩
તુંતો રાત દીવસ વિસરતી નથી મને જો,
માહારા હૈયાનું દુખ કોની આગળ કહું કથાજો. સાં ૪
નીંદ્રા નાવે મને ભોજન નથી ભાવતુંજો,
દુખ પ્રેમી આગળ કરૂધું છતુંજો. સાંભળ ૫
માતા જસોદા કહેછે જમતો નથાજો
બાપ શુંછે તને દુખ મને કહે કથાજો. સાંભળ ૬
એવું સાંભળી હું તેના સામું જોઇરહુંજો,
મારી માત આગળ હૈયાનું કપમ કહુંજો. સાં. ૭
ત્હારી જેવી બીજી જુગમાં કો નવ મળેજો,
સત્ય માનજે તું મારૂં કહ્યું નવ ળહેજો. સંભળ. ૮
પ્રમેશ્વર રૂપ તુજને શીદ આપીયુંજો,
આપી તનડું અમારૂં સંતાપીયુંજો. સાંભળ. ૯
ત્હારૂ વદન જોઇભમ્યો હુંતો ભામનીજો,
મોહ પમાડ્યો તે મુજને ગજગામનીજો. ૧૦
દયાં આણીને નમેરા નવ થઇયેજો,

ચતુર હોય તેને આનુ મુખ શું કહાયે જો. સાંભળ. ૧૧
વિધાત્રિયે એવું મુજને શીદ આપીયુંજો,
તારા રૂપમાં ત્રીલોક નથી વ્યાપિયુંજો. સાંભળ ૧૨
મનમાં જાણેછે કે કેવા માનાવેછે મુજનેજો.
એવો રિસ તીમ જો પગે લગાડીસ તુજનેજો. સાં ૧૩
પહેરી નવનવા સાણગાર સાથ હીંડિયેજો,
ડાહ્યા થઇને હમોને નવ નિંદિયેજો સાંભળ. ૧૪
ત્હારા ચરિત્ર તે સર્વ મુને જાણુછેજો.
પ્રાણ બે જુદા તે એક સમાનછેજો, સાંભળ ૧૫
તુંતો ઘણી સારી લાગેછે મુને પ્રેમદાજો.
જુગાગિરી તું રાજ કને હુંથી રાદાજો. ૧૬
એવું સાંભળી ને રાધાજી ચરણ નમ્યાજો.
રસિક વચન બોલ્યાં નાથનાં ઘણાં ગમ્યાંજો. ૧૭
મધુર વચન બોલી વ્હાલાને ગોપી હસીજો,
દયાપ્રીતમના પ્રાંત રૂદેમાં વસીજો. સાંભળ. ૧૮

---

ગરબી

સુણો શામળા હું તમ માટે ઘેલી થઇજો,
માણસકેરી ઓળમાંથી ટળી ગઇજો, સુણો. ટેક
મન વિચારમાં હું ફટકારી સરખી ફરૂંજો,
બોલું ચાલું તેમાં નામજે કાંઇ પાધરૂજો. સુણો ૧
સાસરૂ જાણીં પીયર ત્યાં સાસરૂ જો,

ચટક લાગ્યું હોય તેને ચિત્ત કાંઈ નવ ઠરનો સુણો. ૨
એની થઈ તોએ તમારા લેખમાં નથાનો,
એક બોલજો ના એક તો મર મથાનો, સુણો. ૩
આવડા નમેરા થતાં નથી લાજતાનો,
ચડ્યું બહુ ગુમાન આગળ આવા નવ હતાનો સુણો ૪
નંદજશોદાને પજેતા નથી ગયાનો.
કોણ જાણે આવા કોણ સરીખા થયાનો સુણો. ૫
પરમેશ્વર થકી તો કાંઈ બીને ચાલીયેનો,
મોટા થઈ ગુમાન આવડું નવ ઝાલીએનો સુણો. ૬
વિધાત્રામાં પણ વિવેક દેખુ નાકશાનો,
આપ્યો રૂપ ગુણ ભંડાર આવડો કસોનો સુણો. ૭
પહેલાં કહેતાં મને તું તો મારો પ્રાણ છેનો,
વ્હાલા વિચારો તે બોલનાર ક્હાન છેનો. સુણો. ૮
પારકી શી પીડ બંધ આપણા સરચોજે,
વીતી વેદના ને વૈદને કરચો પરૂાનો. સુણો. ૯
હું પણ જાણુંછુ ગિરધારી ગરજી છો ઘણાનો
સ્વાર્થ સાધતાં તો રાખતા નથી મણાનો. સુણો. ૧૦
હુંએ રીસાવું પણ મન નથી રીસાવતુંનો,
માટે તમો થકી વઢતા નથી ફાવતુંનો સુણો ૧૧
હોય મારવી તો મારો મને હાથથીનો,
વિરહાગ્નિમાં બાળી મારો તે ઘટતું નથાનો. સુણો. ૧૨
એવું સાંભળીને મદન મોહનજી હરખાનો,

આતુર જાણી ઘણું રૂપ ભીડના ધરયાજો. સુણો ૧૩
આ.ગો સુખ તણો રામુદ્ર દુઃખ ટાળિયું જો,
પોતાની કરીને પ્રેમ દ્રષ્ટે ભાળીયું જો. સુણો ૧૪
ઇંદ્રશથી અધીક સુખ મળીયું પાયે નમીજો,
દાનાના પ્રભુ પ્રસન્ન થતા શી કમીજો. સુણો. ૧૫

---

## ગરબી

ચાંદલીયારે ચાલીશમાં આતી ઉતાવળો,
વાહાણું વાવાની કરજે ઘડી બે ચારજો;
ઘણેરે દિવસે ગીરધારી ઘેર આવિયા,
રંગ રલાનતાં કરજે ત્રણ ચારજો. ચાંદલીયા૦ ૧
ઓઝેરા દિવસની દાઓ ભાગશે,
બહુ દિવશે મને મળિયા જશોદાના કહાનજો;
આનંદ આનંદ ગારે ગાતી ઘણી,
ઘણું ઘણું કહી રાખ્યા બહુ દેઇ માનજો. ચાંદલીયા૦ ૨
બ્રહ્માદિકના શોધ્યા એનો ના મળે,
તે પ્રભુ મારે મંદિર લીલા લેહેરજો;
ઓચીંતા કયાંથીરે આજે આવિયા,
પધાર્યાછે પ્રભુજી મારે ઘેરજો ચાંદલીયા૦ ૩
વાહાલો બહુ દીનથી કરતો હતો વાયદા,
ઘરમાં મારે સાસુડીનું સાલજો;
દીયર જેઠ કેરી લજ્જા નવ આણતી,

પરણ્યો આવે ઘરમાં દેતો ગાળજો. ચાંદલીઆં૦ ૪
નાનીરે નણદી તે મેહેણાં મારતી,
જેઠાણી પણ જુઠાં મહાવે આળજો;
સાસુડી પણ નિત્યે મુજને સારતી,
પરણ્યો મારા વિખડાં કેરી જાળજો. ચાંદલીઆં૦ ૫
એવાંરે દુઃખડાંરે મારે અતિ ઘણાં,
પણ માન્યું મારૂં મોહન સાથે ગનજો;
આજરે એકાંતે મુજને હરિ મળ્યા,
પ્રભુને દેખી શીતળ થયું મુજ તનજો ચાંદલીઆં૦ ૬
આજની રજનીરે રમો મારે આંગણે,
પુરો મારા મનના કેરી આશજો;
માટે ચાંદલીઆરે રખે તું ચુકતો,
હેત કરીને ગાય દયો દાસજો ચાંદલીઆં૦ ૭

---

## ગરબી

શ્યામ સલક્ષણા રહો હું કહું છું શિખામણ લો માનીજી;
મારગડે જાતાં મુજ આંગણે, વાત કહી શી છાની. ડાહાપણ ૧
આવીરે અબળા અવળુ શું બોલે, જા તું સુધી વાટજી;
કર્ણફુલના હાર તું વિણ દેખી, સેહેજે હમે જોયો ઘાટ. સુલટું ભાખો.
કર્ણફુલ જોયું તે શું કાહોછો? અવર કોઇ કેમ માનેજી;
પુરૂષને શું કામ સ્ત્રી સંગે, સમજાવોછો કહાંને. ડાહાપણ રાખોજી
સખી જેહેના મનમાં કપટ હોય તે, કપટતણી ગત જાણેજી

જાતાં જાતાં થયું શું ત્હારે જો, આવડી વાત વખાણી સુભદ્રં૦
તમો છાના રહો સાધું છો હું જાણું, સાચાં બોલો છો વેણજી
સાધુપણાની સાખ પુરે છે નાચતાં બહુ નેણ. ડાપણ રાખોજી
સખી નાચતા કે વણ નાચતા, તે મેહેણું શીદ દીધુંજી;
જેહેવાં છે તેવાં હમ પાસે, કહે તારૂં શું લીધું. સુ૦ ૬
ઓ વ્હાલા મારૂ તો સર્વરત લીધું છે, હું અબળા કહેતી લાજુંજી;
તન મન ધન લુટીને લીધું, હવે શું લેશો જાજું, ડાપણ૦ ૭
સખી હું તો બાળક કાંઈ ન સમજુ, કહેવું હોય તન મનજી;
કુપમ કરચો તે મુજને મોહોટા એમ, બોલ્યા જુગવન સુ૦ ૮
તમો નંદકુવર મે નિરખ્યા નાના ગુણ મોહોટા ગંભીરજી;
વડા બાણથી વતો પીડે જયમ, નાહનો નાવક તીર. ડા૦ ૯
સખી કાયર થઈ એમ કંપે છે, ને વાત શુરાની વખાણીજી;
નાવક બાણ તણી ગત પાંડી તું તો રણ વણ દીઠે કેમ જાણી સુ
દાસ દયાના પ્રભુ રખે દુખ ધરતા, હું દુઈજન માટે કહુંછુંજી;
એ સુખડાંને કાજે હસી હું, બોલ લોકના સહુછું ડા૦ ૧૧

---

## ગરબી

સગે સમો તમો સમજો નહી ને કરતા હિંડો આળજી;
લોક શું જાણે જે ટેવ પડી છે મુંકે માથે ગાળ પર નજાણીજી
સાસુ અમારી સાંભળતાં મુને, શીદ કરો છો સાદજી?
આપણ બેને બોલતાં દેખી મારા, પરણ્યો કરે છે વખવાદ; પેર ૪
મારા આગણલા સામું આવીને કાલે, સાને કીધી સાનજી,

મારી નણદી મરમના વચન બોલી, ભાભી જાઓ તેડેછે કાહન
પેર ૩

આતુરજન તો દીઠા અતી પણ, તમથી આતો આંકજી
કેહેવા સરખુ આપણ કરીએ ત્યારે દુરિજનનો શો વાંક. પે ૪
ગોળ પોતાનો ખુંણે ખાઈયે, કરિયે દીઠો આદાઠાજી;
પ્રગટ કરી બજારે બેઠાં શું, લાગેછે અતિમીઠો પેર ન ૫
જે દહાડાની પ્રીત બંધાણી, તે દહાડાની મરણે વળગીજી
દાસ દયાના પ્રભુ મનમાં સગજો, હું નથી તમથી અળગી. પેર ૬

## ગરબી

વશકરણીછે શ્રીજનારિનેજીરે, વશકરણી તારી વાંસળી;
સ્વર સુંણતામાં હુંતો સુધ બુધ વીસરી,
દરદમાં ગરદ ગઈછે મળી. હોજીરે વશકરણી. ૧
સુધાથકી સ્વાદ છે એનો અતી ઘણો;
મુને લાગેછે સાકર કરતાં ગળી. હોજીરે વશકરણી. ૨
ચટકો લાગ્યો તે એવી ડંખથી નવ ઉતરે,
એવી ઝાળ છે તે કરતાં વળી. હોજીરે વશકરણી. ૩
ઘરકારજ મુને કાંઇ નવ સુઝે,
લોક કહેછે ચિત્તથી ગઇ ચળી. હોજીરે વશકરણી. ૪
દાસ દયાનો સ્વામી પ્રેમનો પીયોઘો મળ્યો
પ્રીતડી પુરવતણી ફળી. હોજીરે વશકરણીછે તારી વાંસળી

## ગરબી ૧૧

વારૂં છું વાલમ વળી વળી, હોજીરે વેણ મા વાસો મારે આંગણે
મુજ સાસુ કહેછે વહુઅર જાગો વેણ વાગી,
મારી નણદલ જોઠાણી વાંકુ ભણે હોજીરે વેણ મા વાસો. ૧
નીરલજ હોય તેને લાજ નવ લાગે,
પણ મુજને તો લોક ઘેલામાં ગણે હોજીરે વેણગાં વાસો ૨
બીજવે સરવ મુને કાહાન આવ્યા કહીને,
મહારો ભાર ગયો સંગ તમતણે હોજીરે વેણમાં વાસો ૩
દાસ દયાના પ્રભુ પ્રીછજો તમારે ગાહારે,
એમ કરો ત્યારે રૂગ બણે હોજીરે વેણગાં વાસો ૪

---

## ગરબી

વાંકુ મા જોશો વરણાગીયા,
જોતાં કાળજામાં કાંઇ કાંઇ થાયછે જીરે. વાંકું મા જોશો૦ ટેક.
અણીયાળી આંખે વાલગ પ્રાણ મારો પ્રોયોછે.
મોહન મુખડું જોઇ મનડું મોહાયછે જીરે વાંકુ૦ ૧
મંદ મીઠી હસણી તે તો મોહનાનો ફંદછે,
તેમાં પડ્યા પછી કોણે નીકળાયછે જીરે. વાંકું૦ ૨
નખશીખ લગી રૂપરસિક મધુર મનોહર,
જ્યાંહાં જોઇએ ત્યાં આંખ ઠરી જાયછે જીરે વાંકું૦ ૩
નાસીકાનું મોતી ઝુમી રહ્યુંછે અધરપર,
તે તો મનડાં મારામાં ઝોકાં ખાયછે જીરે. વાંકું૦ ૪

અણજા જન હોય તે તો કૌતક કેહેવાય નહી,
તેમાં ઠાગ જેવા ફુટડા વ્હેવાયછે જીરે વાંકું૦ ૫
નટવર નાગર રશીક મુગટ મણી,
જગત મોહન રૂપ શાસ્ત્રમાં ગાયછે જીરે વાંકું૦ ૬
દયાના પ્રીતમ મીઠી મોરલી સુણીને હવે,
વણ મૂલે સરવ વેચાય છે જીરે. વાંકું ૭

ગરબી

આવોની લાલ વરણાગિયા. હોજીરે;
આવોની લાલ વરણાગિયા. ટેક.
રાતાં રાતાં લોચન દીસેછે રસિલા,
કેઈ સોહાગણસંગ જાગિયાજી રાજ. આવોની. ૧
માની માનીતીને મળી આવીયાં,
આજ થયાછો સોહાગિયાજીરાજ આવોની. ૨
ઘાયલની પડે ઘુમોછો તેહનાં,
નેન તણા સર વાગીયા હોજી રાજ. આવોની.
માન મુકાવ્યુંછે પગ પાડા તેહના,
બોલતાના કાંધ ભાજે લાગિયાહોજી રાજ. આવોની. ૪
દયાના પ્રીતમ મહારા મનના સંદેહ સહુ,
ખરેખરા આજ ભાંગીયા હોજી રાજ આવોની. ૫

ગરબી

પ્રેમની પીડા તે કોને કહીએરે, હો મધુકર પ્રેમની પિડાતે ટેક.
થતાં ન જાણી પ્રીત જાતાં પ્રાણ જાયે,
હાથનાં કીધાં તે વાગ્યાં હૈયેરે. હો મધુકર. ૧
જેને કહીએ તેતો સરવે કહે મુરખ,
પસ્તાવો પામી સહી રહીયેરે હો મધુકર. ૨
ધીકીએ ઢાંકયાં રાત દીવસ અંતરમાં,
ભુખનિંદ્રામાં નવ લહીયેરે હો મધુકર. ૩
દાઘા ઉપર લુણ દીધુ એ દમોદરે,
સોકલડી સુણીને કાળજે દહીયેરે. હો મધુકર. ૪
અબળાનો અવતાર તે પરાધીન,
રંક કલ્પીયે પણ કહાં જઇયેરે. હો મધુકર. ૫
સ્નેહનો દઝાડયો ઘણો મરણ થકી માઠો,
શું કરિયે વાશ્યા તે વહીયેરે. હો મધુકર. ૬
દયાપ્રભુ આવેતો પ્રસિદ્ધ સુખ થાયે,
દુઃખ દીધુ નંદજીને છયેરે હો મધુકર. ૭

## ગરબી

પ્રીતડીની રીત અતી અટપટી, ઓધવજી છે પ્રીતડીની રીત
થવાનો ઉપાય પણ જવાનો જડે નહી,
અજરહેણુ જરી તે જકી. ઓધવજી છે પ્રીતડીની. ૧
પ્રીત ના કેહેવાય તે તે સ્વારથ સમજવો,
ચાર દીવસ પ્રગટીને મટી, ઓધવજી છે પ્રીતડીની. ૨

પીડાની ભરેલી પ્રીત તોયે કરે પંડિત,
દુઃખ પામે તોય સ્હાય નાથઠી. ઓધવજી છે, પ્રીતડીની ૨
કહ્યા સમજ્યાગાં ન આવે એ વસ્તુ તો,
જાણે જેને હોય વીતતી વઠી; ઓધવજી છે, પ્રીતડીની, ૩
દયાના પ્રીતમ વીના પ્રીત તેજ પીડા
ધરગ લાજ આપને મરે ખઠી. ઓધવજી છે, પ્રીતડીની ૪

---

## ગરબી

શામરંગ શગીપે ન જાવું, મારે આજથકી શ્યામરંગ. ટેક
જેમાં કાળાશ તે સહુ એક સરખું
સરવમાં કપટ હશે હાવું. મારે આજથકી૦ ૧
કસ્તુરીની ખીંટી તે કરૂં નહી,
કાજળ ના આંખમાં અંજાવું. મારે આજથકી૦ ૨
કોકીલાનો શબ્દ સુણું નહી,
કાગવાણી શકનમાં ન લાવું મારે આજથકી૦ ૩
નીલાંબરકાળી કંચુકી ના પેહેરૂં,
જમનાનાં નીરમાં ન ન્હાવું. મારે આજથકી૦ ૪
મરકટ મંણીને મેઘ દ્રષ્ટે ના જોવા,
જાંબુ વેંત્યાગ ના ખાવું. મારે આજથકી૦ ૬
દયાના પ્રીતમ સાથે મુખે નામ લીધો,
પણ મન કહે જે પલક ના નાભાવું. મારે આજથકી૦ ૭

---

ગરબી

આવોની મારે ઘેર માણવા હોજી, રાજ આવો મારે ઘેર૦

પ્રેમરસ પ્યાલો તે પીવાને પાવા,

જોબન તુરીને પલાણવા હોજી; રાજ૦ ૧

પડતી રાતે પધારજો પ્રીતમ,

કોઇ નથી એંઠું જાણવા હોજી રાજ૦ ૨

માહારી શેરીના છે સંત સાધુ,

પરની ન વાત એશે છાણવા હોજી, રાજ૦ ૩

પ્રભાતે જાતાં કોઇ પુછશે તો કહીશું,

તેડ્યાતા વલોણું તાણવા હોજી, રાજ૦ ૪

સર્વ તજે પણ સમો સંભાળે,

રસીયા તે પરમાણવા હોજી, રાજ૦ ૫

રાજની રૂપાળી છબે ચિત માહારૂં ચોરયું,

સમરથ નથી વખાણવા હોજી, રાજ૦ ૬

ઘણા દીની આશ મારા મનમાં દયા પ્રભુ,

મહારે મોહોલે એક વાર આણવા હોજી, રાજ૦ ૭

---

કીયે ઠામે મોહની ન જાણીરે, મોહનજી કીયે. ટેક.

આંગુઠીની મટકમાં કે ભાળવાની લટકમાં,

કે શું મોહની ભરેલી વાણીરે,

ચિટળિયાળાં કેશમાં કે મદન મોહનના વેશમાં,

કે મોરલી મોહનની છાણીરે, મોહનજી૦ ૧

મુખારવીંદમાં કે મંદહાસ્ય ફંદમાં,
કટાક્ષ મોહની વખાણીરે. મોહનજી० ૪
કે શું અંગ અંગમાં કે લલીતા ત્રિભંગમાં,
કે અંગ ઘેલી કરી સ્યાણીરે મોહનજી० ૫
ચપળ રશીક નેનમાં કે છાની સેનમાં,
કેશું જોબનનું રૂપ કરે પાણીરે. મોહનજી० ૬
દયા પ્રીતમ પોતે મોહની સ્વરૂપછે,
તન મન ધન હું લુટાણીરે મોહનજી० ૭



ગરબી

શોભા સલુણા સ્યામની તું જોને સખી શોભા. ટેક.
કોટી કંદર્પ લજાવે એનું મુખડું,
ફીકી પડેછે કળા જામની તું જોને० ૧
સદગુણ સાગર નટવર નાગર,
બલીહારી એના નામની તું જોને० ૨
કોટી આભુષણનું એજ ભુષણ,
સીંગાં છે અભીરામની તું જોને० ૩
જે એહેને જાણે તેને તો એ સાર સરવનો,
બીજી વસ્તુ નથી કામની તું જોને० ૪
અનુપમ એ અલબેલો રસીયો,
જીવન મુળી દયારામની. તુ જોને०



### ગરબી

મુકને માહારાસમ માનુની, તું એહવી હઠ મુકને. ટેક.
જેર સાચૂં તે તો નજરે દીઠું,
જુઠી તે વાત સુણી કામની. તું એહેવી૦ ૧
આવડી આધીન તુને પ્રીત હોય પરથી,
આનમાન વાત અનુમાનની. તું એહેવી૦ ૨
પ્રસન પયાનું વેણ સાંભળીશ જારે,
સુધિ થાશે ખાનપાનની. તું એહેવી૦
દયાનો પ્રીતમ કેહે હું સમઝાઈ કહુંછું,
તું વસ્તુ માહારા કામની, તું એહેવી૦ ૪

---

### ગરબી

મરમના વચન શું બોલોરે હો માનુની,
તુ મરમના વચન શું બોલે. ટેક.
માહરે તો આ ગોકુળીયામાં, કોઈ નથી તાહરે તોલે. હો મા૦ ૧
જાણી જોઈને વાંકાં વચન બોલીને,
માહારૂ કોમળ કાળજુ સીદ છોલે. હો માનુની. ૨
મન માહારૂ તુજ વીના વીજોવનમાં, કોઈને દેખીને ન ડોલેરે હો
રસની ભરેલી તારી આંખડી દેખુછું,
ત્યારે પ્રાણ મારેછે ઝોલે. હો માનુની.
દયાનો પ્રીતમ કહે હું તાહરો ને તું મારી,
આવા અંતરનો પ્રેમ શો ન બોલે હો માનુની. ૫

## ગરબી

રાતલડી કોની સંગે જાગ્યા,
ઘાયલ છોજી નેનબાણ કોઇનાં વાગ્યા. રાતલડી. ટેક.
વાંકલડું તમ સામુ કોઇએ જોયું,
મોહન છો કઇ મોહિનીયે મન મોહ્યું;
કોઇ પ્રાણ પ્યારી કરી પ્રીત પ્રેયું. રાત૦ ૧
ભલા ભગવંત વચનના સાચા,
કોહોની કાલે કેવી વદ્યાતા વાચા,
તુરતના તુરત દેખાવા કાચા રાત૦ ૨
જુઠાશું તંત ન કરવો ઝાજો,
બોલ બોલી શકતા નથી કાંઇ સાજો;
જુઠા સમ ખાતાં લગાર ન લાજો. રાત૦ ૩
હારનાં ચિન્હ દેછે ઉર દેખા,
અધરપર દીસેછે અંજન રેખા;
ગળી મળી જાયછે નેત્રની મેખા. રાત૦ ૪
જેસું રમ્યા રજની લાગી તે અમોલી,
ભુલે તેનું નામ જવાયછે બોલી;
તેના સમ તમે કોહો દીલ ખોલી. રાત૦ ૫
શ્રમીત છો આવો લગારેક પોહોડો,
પલોટું પાએ મટે શ્રમ થોડો;
આંગણીએ ઉભા આળસ સીદ મોડો રાત૦ ૬
રાખુ મુખ પ્રસન રહેમાં દાખી,

જશે ખસી વસ્તુ અમુલિક લાધી;
સમજણી શ્યામા લીધું કામ સાધી, રાત૦ ૭
સામાસામી નેન નેહનાં ગળીયાં,
છુટ્યું માન સુખસિંધુમાં ભળિયાં,
દયાના પ્રીતમ બેહુ પ્રસંગે ઢળિયાં. રાત૦ ૮

---

## ગરબી

પ્રીતલડી જીવણની તોડી, નટવર નવલી કોની સં-
ગાથે જોડી; પ્રીતલડી. ટેક.

નેનમાંથી નાથજી નીર સુકાણા
હઈયામાંથી હેતલડાંરે ચોરાણાં;
કેસવરાય મનજી ક્યાંહાંરે પોરાણા. પ્રીતલડી૦ ૧
ચતુર હોય તે ચતુરાઈ જણાવે,
ઉપરથી વાત મીઠીરે બતાવે,
હઈયામાંનું તુરત જાણ્યામાં આવે. પ્રીતલડી૦ ૨
શાનેકાજે શામ થાઓ ઓશીઆળા,
હમે નથી કેહેતાં ગોરા કે કાળા;
જેવાં બિબાં હોય તેવાં પડે છાપા. પ્રીતલડી૦ ૩
જાણુંછોજી જીવણ રસની રીતી,
પરાણે ન થાયે મોહી તમ પ્રીતી;
દયા પ્રિતમ ભણે નીત નીતી. પ્રીતલડી૦ ૪

### ગરબી

કઇસંગે લપટાણા વાલમજી કઇસંગે લપટાણા. ટેક.

આજ કાંઇ નેત્ર ઉજાગરા દીશે;
લપટ થયા લાલ કો ભારે અતીશે,
કે ઘણું સુતાછો ભારે રીસે વાલમજી કઇ સંગે લપટાણા ૧

આજનાં ચેહેન દીસે કાંઇ અંગે,
રાતલડી રમ્યાછો પેલીની સંગે,
મારાસામુ જોઇને હસોનેઊમંગે. વાલમજી કઇ સંગે લ૦ ૧

મહોટા થયા જુઓને મન વીચારી,
ધુરત વિદ્યા જાણી મેં સરવ તમારી,
તમે વશ કીધી આ વરજની નારી. વાલમજી કેઇ સંગે૦

ઉઠી નીત બોલ કોના કોના સહીયે;
વ્રીજના લોકોને શું ઘણું કહિયે,
કહેછે કુળ લજાવ્યું નંદને છૈયે. વાલમજી કઇસંગે લપટાણા. ૪

જ્યારે હોય તમને ગરજ હમારી,
ત્યારે ધાઇ આવો મંદિર ગિરધારી,
હમો નહિ લોભી ધુતારણ નારી. વાલમજી કેઇ સંગે લપટાણા. ૫

સ્નેહ સગપણથી હું તમને બોલાવું,
વારેવારે કોને મળીને તેડાવું,
વ્હાલા માન ક્યાંથી આવડું આવ્યું. વાલમજી. ૬

હમો તમ સાથે કદી નહીં બોલું,
અંતરની વાત કદાપી ન ખોલું,

નાખ રખે જાણો તે મુજ ભોળુ. વાલમજી
જાઓને વાટ ઘેર પેલી જુએછે,
દેખી મારૂ અંતર ઉરગ ડસેછે,
ઉત્તર દયારામનો પ્રભુ કરૂછે. વાલમજી,

---

## ગરબી

તારે પ્રેમે હું મોહ્યો રાધીકે
તારા સરખો પ્રેમ કહીં ના જોયો,
માનની તારે પ્રેમે હું મોહ્યો. ટેક
હજુ પણ હેત રસ તારો મે પીધો,
અજીત છું તદપી તેં જીતી લીધો;
અન્ય હતી પણ અર્થ કોઇનો ના સિધ્યો, રાધીકે૦ ૧
કહ્યામાં ન આવે રૂપ પ્યારી તાહારૂં,
જોનાપર કોટી રતીરૂપ વારૂં;
તારે રૂપે લોભી રહ્યું મન મારૂં, રાધીકે૦ ૨
સોચના શીદ કરેછે તું કાલી.
ગોપી સહુ તારે સબંધે વાહાલી;
તારે મેહેલે આવું તેડ્યાવિના આલી. રાધીકે૦ ૩
રૂપ માહારૂ યોગી રૂદય નથી વરતું,
તારૂ રૂપ મુજ મનથી નથી ખસતું,
મોટુ સુખ દેખું વદન તારૂં હસતું, રાધીકે૦ ૪
આંખ અણીઆળી તારી ઉર સાલે

કાળજડું કોરાએ વચનને ભળકે;
કહું કેમ સુખ મંદ મધુર તું મળકે. રાધીકે૦ ૫
રાધે રાધે અચળ જપે મુજ વાણી,
આતુરતા અંતરની ન જાયે વખાણી;
કેહેની વાહાલી છે કોઈથી જાયે ન જાણી. રાધીકે૦ ૬
અનંગ વિષ મુજ તુજ સંગ રહેછે,
લોચન મારા તુજ મુખ દેખી ઠરેછે;
સમરણ તાહારૂ મનમાહારૂ ન વિસરે છે. રાધીકે૦ ૭
તું તે હું ને હું તે તું વેદમાં વાણી,
મોટા ભાગ્યવાળા શંકે કોઈ જાણી:
જુગલ છબી દાસ દયે ઉર આણી. રાધીકે૦ ૮

---

## ગરબી

શામા તુંતો શીદને રીસાણીરે, કાંઈ એક કારણ મુજને કેહેની.
શીદ મોન ગૃહીને રહીછેરે, ઉત્તર વા પ્રતીઉત્તર દેની સ્યામા.
રીસે નેત્ર થયાં છે રાતાં ને, અધર ડશે છે દંતેરે,
ભ્રગુટી કમાન સમાન કરી છે, ક્રોધ કરે છે મતે, સ્યામા૦
શું વ્હાલે તુંથી વ્હાલ ઉતાર્યું કે, પ્રીત અવરસુ કીધીરે,
કે કાંઈ તાહારૂં વચન ઉથાપ્યું, આવડી હઠ તેં લીધી. સ્યા
કે કાંઈ વાંકું વેણ કહ્યું કે, કીધી સમોવડ તાહારીરે;
આવડું માન ધરી તું બેઠી સત્ય કહે સખી માહારી. સ્યા
પાણ જોડી પરણામ કરીને બાઈ કહાવ્યું છે તારે કંથેરે,

જો તમો દુખ હમારે દાઝો તો પગ ધરજો આ પંથે. શ્યા
નપણે નીર ભરેછે નટવર, મુખે જપે રાધા જાપરૂ;
દયાના પ્રીતમને મળને માનુની, સમે સર્વ સંતાપ. શ્યામા

---

ગરબી

હાવાં હું સખી નહી બોલુંરે કદાપી નંદકુંવરની સંગે,
મુને શશીવદની કહીછેરે, ત્યારની દાઝ લાગી છે અંગે. હાવાં
ચંદબીંબમાં લાંછન છે વળી, રાહુ ગળે ખટ માસેરે;
પક્ષે વધેને પક્ષે ઘટે કળા પુરણ,નિત્ય તે નવ પરકાસેરે; હા.
તે કરતાં ચંદ્રવદનાં કહીતો ઠરયા, હુંને ચંદ્ર એક રાસેરે;
ત્યારે મુજ મુખપાખે શું અટક્યુંછે,જોસે ચંદ્ર આકાસે. હાવાં
નહીતો સીવને સમીપ રાખશેને, ભાળે ચંદ્ર દેખાસેરે;
પ્રશન થઇ પાસે રેહેશેનહી તો, કહેવાય નહી નીજદાસે હા૦
એવડો શ્રમ શીદ કરે જુઓ, ચંદ્ર પોતાની પાસેરે;
વામ ચરણમાં ઈંદુ અચળ છે, શીદ રહે અન્યની આસે.
દયાના પ્રીતમને કેહે સખી જુઓ, સસીમુખ સરખુ સુખપાસે
કોટી પ્રકારે હું નહી આવું, એવા પુરૂષની અદાસે. હાવાં૦

---

ગરબી

લલિતા કહે સુણો સ્વામીરે, હઠિલી હઠ ન તજે હું હારી;
કહયું એતો કોઇનું ન માનેરે, આપ મનાવો પોતાની પ્યારી
સામ દામ વિધ ભેદ વાહાલાએ, વિવિધ પ્રકારે મે કીધારે

એકો વીધી માહારી નવ ચાલી, ત્યારે પગ પાછા મે દીધા.
હું પાગ પડી તૃણ દંત ધરીને, હરિ હરિ કહ્યું મે જ્યારે રે
વાંકુ વદન કરી રામાયે, વચન કહ્યું એક ત્યારે. લલિતા૦
ચંદ્રમુખી મને શીદ કહી કપમ, ચંદ્ર સમોવડ જાણીરે,
જો જાણીતો શીદ જુરાછો, ચંદથી લો સુખ માણી. લલિ૦
કહેતામાં કારણ મે જાણ્યું જે, મનનો મર્મજ એહરે;
ચતુરશિરામણી એની ઉપર, કરિજે ઘટે કાંઇ નેહ લલિતા. ૫
કહ્યું કોઇનું એ નહી માને, હાવાં કોટી પ્રકારેરે;
દયાના પ્રીતમ આમને એમ સુજે છે, થાશે કારજ આપ પધા. ૨૯

---

ગરબી

પ્યારી મનાવવાને કારણેરે, મોહને મનમાં મત્પ વીચારીરે;
પ્રભુજી પોતે પધારયારે, સુંદર રૂપ સુંદરીનું ધારી. પ્યારી૦૧
નવસાત વરસમાં નૌતમ જોબન, સ્વરૂપ તણો ભંડારરે;
અંગ અંગપ્રતિ અમિત મધુરી, શું વરણું શણગાર. પ્યારી.
પીળી પટોળી પહેરી પ્રેમદા, માંહ્ય કંચુકી કાળીરે,
મુનીજનને મન મોહ ઉપજાવે, એવી આંજી આંખ અણીઆળી
નખશીખ શોભા કયાલગી વરણું, આભુષણનો નહિં અંતરે;
અનુપમની ઉપમા શી આપુ, પાર ન પામે અનંત. પ્યારી. ૪
એહવે અદભુત વેસે રામા, રાધા સમીપ આવ્યાંરે;
પ્રીત થઇ વૃખુભાનનંદની, ભાવ સહીત બોલાવ્યા. પ્યારી. ૫
ક્યાંહાં રહો સખી ક્યાં જાવુંછે શું છે તમારૂં નામરે

ભુલ્યાં સખીઆ શું શોધોછો, કોહો કોનું છે કામ પ્યારી. ૬
શામળી સખી છે નામ અમારૂ, વસિએ અમો નંદ ગામરે,
જોવાને અર્થે જાશું અમો, નટવર સુંદર શ્યામ. પ્યારી. ૭
કામની કહે કાંઇ કપટે હું પાળું, ને નહિતો એ નિશ્ચે જાશેરે;
મુજ કરતાં રૂપેછે રૂડી, દેખતાં લાલ લોભાશે. પ્યારી. ૮
શ્યામા કેહે શખી એ કારજ તમો, ભુલે કદાપી ના કરશોરે;
મળતાં મોહન મુરલી નાખશે, તે પૂઠે પૂઠે ફરશો. પ્યારી. ૯
આપણ સાચો સ્નેહ કીજીયે, લીજીયે પરસ્પર કોલરે;
તમો કહો તે અમો કરૂ, તમો પાળો અમારા બોલ. પ્યારી. ૧૦
ફરી બોલ્યાના સમ ખાધાને, વચન પરસ્પર લીધુરે;
પોતપોતાના મનમા ફુલે, જે ચતુર પણું મે કીધું. પ્યારી. ૧૧
શ્યામ કહે સખી માગુ તમો, શ્યામ સમીપે ન જોશોરે;
સખી કહે હું પણ એ માગુ તમો, તે ઉપર મા રિસાસો પ્યારી. ૧૨
ના કહ્યાના સમ ખાધાને, પાળો વચન થઇ રાજીરે;
એમ કહી નીજ રૂપ પ્રકાશ્યું, જોતા જુવતી લાજી. પ્યારી. ૧૩
પ્રભુએ પ્રેમદા પ્રસન કરીને, પ્રેમે આલિંગન દીધુંરે;
વિયોગતાપ ટાળવા અધરામૃત, બન્યો પરસ્પર પીધું પ્યારી. ૧૪
છુટ્યું માન એક રસ થઇ પોઢ્યા, આનંદ ઉર ન સમાયરે;
એ દંપતીની દાશી થવાને, દાસ દયો ગુણ ગાય. પ્યારી. ૧૫

---

## ગરબી

વાલો મારા કુંજમા વાયછે વાંસલીરે લોલ

નાદે વેંધીછે મારી પાંસળીરે લોલ; ૧
હું તો સુણતાં ભુલી સહુ ચાતુરીરે લોલ;
મળવા થઈછું અતી આતુરીરે લોલ. ૨
તાલાવેલી લાગી છે માહારા તનમાંરે લોલ;
ગોઠતું નથી કાંઈ ભુવનમાંરે લોલ. ૩
માહારૂં ચીત ચોટે નહી ઘર કામમાંરે લોલ.
પેઠુ છે મન ઘનશ્યામમાંરે લોલ;
સખી મુને મોહન લાગે છે ઘણો મીઠોરે લોલ;
અવર એહવો તો નથી દીઠોરે લોલ. ૫
સખી હાવાં તો મળી સુખ માહલીએરે લોલ;
મહીડું વેચાને મસે ચાલિયેરે લોલ. ૬
ધન દાહાડો તે અવતારમાંરે લોલ;
રમીયે શ્રીનંદ કુમારમાંરે લોલ. ૭
વાહાલો મળતાં સહુ સુખ આપસેરે લોલ;
સેહેજે સંતાપ સહુ કાપસેરે લોલ. ૮
સામળો સાગર ઉલ્હાસનોરે લોલ.
પ્રાણજીવન દયાદાસનોરે લોલ. ૯

---

## ગરબી

શ્રી જમુનાજીના ઘાટમાંરે લોલ;
રોકી રખીછે મુને વાટમાંરે લોલ,
નણદલ સેંપરના સાથમાંરે લોલ,

તાળી મા દેશો મારા હાથમાંરે લોલ, ૨
માહરા પાલવ પણ શું સાહોછોરે લોલ,
ડાહ્યા થૈ કાં ઘેલા થાઓછોરે લોલ. ૩
વ્હાલા વાત કહું તે ધરો ધ્યાનમાંરે લોલ,
સમજી જાઓને પ્રભુ સાનમાંરે લોલ. ૪
વાટમાં વાત નહી કીજીયેરે લોલ,
દુરીજન લોકથી બીજીએરે લોલ. ૫
સૈયર સાથ સૌનો જાયછેરે લોલ,
મુંકો વાહાલાજી વિલંબ થાયછેરે લોલ. ૬
માહારા પ્રીતમ પાવલ મુકીયેરે લોલ,
ચતુર થઇને કેમ ચુકીયેરે લોલ. ૭
સાસુડી માહારી જાણશેરે લોલ,
ભવનું મેહેણું મુને પરશેરે લોલ. ૮
બોલબાણ જેઠાણી મુને મારશેરે લોલ,
શત્રુનું કામ પીયું સારસેરે લોલ. ૯
દાસ દયાના પ્રભુ નરહરીરે લોલ,
તન મનથી હું તમને વરીરે લોલ. ૧૦

---

## ગરબી

માન્યો મનનો મોહનવર પામીયાં જોર,
અમો વેદના વરેહેની સહુ વામીયાં જોર. માન્યો. ૧
રંગી રસીયો છબીલો છેલડો જોર,

નાગર નંદનો કિશોર અલબેલડો જોરે માન્યો. ૨
જેહને જોવા જોગેશ્વર દેહ દમે જોરે,
તે તો અમ શું અખંડ રંગે રમે જોરે. માન્યો. ૩
જેહને નીરખી મન્મથ મુર્છીત થાયો જોરે,
લાલ તે હમ ઉપર લટુ થઇ રહ્યો જોરે. માન્યો. ૪
અનંત કોટી બ્રહ્માંડનો જે રાજીયો જોરે,
કેશ કામનીના ગુંથતાં લાજીયો જોરે. માન્યો. ૫
વશ શેષ મહેશ જો નાવિયો જોરે,
અમો અબળા તે નામ નચાવિયોજોરે માન્યો૦ ૬
જેહનું દરશણ જ્ઞાની સ્વપ્ને નવ લહયુંજોરે,
તેણે કૃષ્ણી છું તમારા અગને કહ્યુંજોરે. માન્યો૦ ૭
અમારે પદ કો ન પામ્યું કોટી લાખમાજોરે,
અમારે ઓછું રહયું શું અભીલાખમાંજોરે. માન્યો૦ ૮
જીવન જગનું અમપાસે આપેઆપ છેજોરે,
કેવળ પ્રેમ પુરૂષના પ્રતાપછે જોરે. માન્યો૦ ૯
મુકી અમને ઓધવ ક્યાં હું જાય નાજોરે,
ખોલ્યું અમારૂ તમો પરખાપ નાજોરે. માન્યો૦ ૧૦
અમો જેને વિયોગે આંસુ પાડિયેજોરે,
ઉધવ કોહો તો તે પુરૂષ દેખાડિયેજોરે. માન્યો૦ ૧૧
ઘડી એમાં વાંસલડી વાગશેજોરે,
વાહાલો અમપાસે આવી કાંઇ માગશેજોરે માન્યો૦ ૧૨
એમ કેહતાં સહુ મન મગ્ન થઇ ગઇજોરે,

ઉધવ જોયછે ને પ્રેમ સમાધી થઇજોરે. માન્યો૦ ૧૩
મિથ્યા શીદ હું ફુલુંછું ગ્નાનગાથમાંજોરે,
હરી દીસેછે હીપાના હાથમાંજોરે. માન્યો૦ ૧૪
પરગ પ્રાણ પ્યારી એ અવીનાસનીજોરે;
એ છે સર્વે સામીનાઓ દયા દાસનીજોરે. માન્યો૦ ૧૫

---

ગરબી

વાંસલડી વાજો, સાંજે આજ વાંસલડી વાજો;
વાત મારી ભુલી મા જાજો, સાંજે આજ વાંસલડી. ટેક
જે નેમ કરવું હોયે જે રીતે, તેતો ગીત વિશે ઘાજો સાં
કોઇને ના કેહેશો કદી કોઇ પુછેતો, સમ જુગતે ખાજો. સ
નંદ જસોદાજી તો છે ભોળા, તેહુને વીવેકે ન્હાજો. સાંજે
આપ તો સદા સુખી છો, પણ, આજ સુખ માહારૂં સાજો
માહારા દોશ નાવિચારશો, વાલમ દીનબંધું થાજો. સાંજે પ
દયાના પ્રીતમ જાણી દાસી પોતાની, પ્રેમ પુરણ પાજો. સાં



## અગત્યની ખબર.



સરવે સજ્જનોને સુચના આપવામાં આવે છે કે, અમારી પાસે નિશાળપયોગી ઘણી જાતની ચોપડીઓ, તથા વારતાઓ, કાયદાઓ પુસ્તકો, જાગડ વેચાણ ઇયા લેનારને સુલભ પડે તેવી રીતે આપવાનાં છે, અને તે પુસ્તકોનું લીષ્ટ અમોએ બનાવેલુંછે સબબ જેઓને ચોપડીઓ જોઇતી હોય તેઓએ પ્રથમ લીષ્ટ મંગાવી માહેત થઇ અગત્ય હોયતો આરત વીગરેનો પકો બંદોબસ્ત કરવો. છપાવનારાઓને સારી રીતે અને તાકીદથી છાપી આપવામાં આવશે.

ગુજરાત યુનિયન પ્રેસના માલેક.

વાડીલાલ દલીચંદ